# પ્રસ્તાવના

શ્રી સર્વજ્ઞ દેવ પ્રણીત જૈન સિદ્ધાંત મુખ્યત્વે ચાર વિભાગમાં વહેંચાએલું છે ૧ દ્રવ્યાનુયોગ, ૨ ગણિતાનુયોગ, ૩ ચરણકરણાનુયોગ, ૪ ધર્મ કથાનુયોગ. જેમાં ષડ્ દ્રવ્યો, નવ તત્ત્વો વગેરેનું વર્ણન કરવામાં આવ્યું હોય તે દ્રવ્યાનુયોગ, ૨ જેમાં ગણિતનો વિષય મુખ્ય હોય તે ગણિતાનુયોગ, ૩ જેમાં મુનિ સાધુ વગેરેના આચાર તથા ક્રિયાઓનું વર્ણન મુખ્યપણે હોય તે ચરણકરણાનુયોગ તથા ૪ જેમાં ધાર્મિક કથાઓ આપવામાં આવેલી હોય તે કથાનુયોગ કહેવાય છે. આ ચાર અનુયોગ પૈકીથી આ ગ્રંથ બીજા પ્રકારમાં એટલે ગણિતાનુયોગમાં સમાય છે. કારણ કે આ ગ્રંથમાં ગણિતનો વિષય ઘણો છે અને આ ગ્રંથમાં ગણિતનો વિષય ઘણો હોવાથી આ ગ્રંથનો અભ્યાસ કરનાર માટે સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર વગેરે હિસાબી જ્ઞાન હોવું જરૂરી છે તો જ આ ગ્રંથનો અભ્યાસ સારી રીતે થઈ શકે.

આ ગ્રંથમાં કુલ ૭ વિભાગ પાડેલા છે તે દરેક વિભાગમાં નીચે પ્રમાણે બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે

૧ જંબૂદ્વીપનો અધિકાર—આ અધિકાર સૌથી મોટો છે તેમાં કુલ ૧૯૪ ગાથાઓ આપેલી છે તેની અંદર જંબૂદ્વીપમાં આવેલા ૭ ક્ષેત્રો છ વર્ષધર પર્વતો, નદીઓ, દ્રહો કૂટો

| ગાથાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૩૩ | ભરતાર્ધ તથા ઐરવતાર્ધનું પ્રમાણ | ૩૮-૩૯ |
| ૩૪ | દ્રહોનું પ્રમાણ (યંત્ર) | ૩૯-૪૦ |
| ૩૫ | દ્રહોનાં નામ | ૪૧ |
| ૩૬ | દ્રહની દેવીઓનાં નામ (યંત્ર) | ૪૨-૪૩ |
| ૩૭ | દ્રહોનાં કમળોનું પ્રમાણ (યંત્ર) | ૪૩ ૪૪ |
| ૩૮ | કમળોનાં વર્ણાદિક કહે છે | ૪૪-૪૫ |
| ૩૯ | કમળોની કર્ણિકાનું તથા દેવીનું સ્વરૂપ (યંત્ર) | ૪૫-૪૬ |
| ૪૦ | ભવનનાં દ્વારનું પ્રમાણ | ૪૬ ૪૭ |
| ૪૧-૪૫ | મૂળ કમળ તથા તેનાં વલયો જણાવે છે (યંત્ર) | ૪૭-૫૦ |
| ૪૬-૪૭ | દ્રહોનાં દ્વારોની સંખ્યા તથા તેમનું પ્રમાણ જણાવે છે | ૫૦-૫૩ |
| ૪૮-૫૦ | તે દ્રહોમાંથી નીકળતી નદીઓનાં નામ તથા ગતિ વગેરે જણાવે છે (યંત્ર) | ૫૪-૫૭ |
| ૫૧ | નદીઓની જીભીઓનું પ્રમાણ (યંત્ર) | ૫૭-૫૮ |
| ૫૨-૫૪ | પ્રપાત કુંડોનું પ્રમાણ તથા તેમની વચ્ચે આવેલા દ્વીપોનું પ્રમાણ (યંત્ર) | ૫૯-૬૨ |
| ૫૫ ૫૭ | બાકી નદીઓની ગતિ તથા તેમનો વિસ્તાર અને ઊંડાઈ | ૬૩ ૬૫ |
| ૫૮-૫૯ | હિમવંત વગેરે પાંચ ક્ષેત્રોની નદીઓની ગતિ વગેરે (યંત્ર ૩) | ૬૬-૭૧ |
| ૬૦-૬૩ | પાંચ ક્ષેત્રની નદીઓનાં નામ તથા પરિવારની નદીઓની સંખ્યા | ૭૨-૭૪ |
| ૬૪ | જંબૂદ્વીપની સર્વ નદીઓની સંખ્યા (યંત્ર) | ૭૪-૭૫ |
| ૬૫-૬૬ | કુરુક્ષેત્રનાં તથા ભરતઐરવત પર્વતોના કૂટોની સંખ્યા જણાવે છે (યંત્ર ૩) | ૭૬-૮૦ |

# પરિશિષ્ટ—૨

## હાલની પૃથ્વીનો સમાવેશ ક્ષેત્ર સમાસના આધારે ક્યા ક્ષેત્રમાં થાય?

(પરિશિષ્ટ ૧ માટે પાના ૩૪૮ થી ૩૫૨ જુઓ)

હાલ એશિયા યુરોપ અમેરિકા વગેરે પાંચ ખંડ પ્રમાણ પૃથ્વી જાણીતી છે તે ખંડોનો સમાવેશ આ જંબુદ્વીપના દક્ષિણ ભાગમાં આવેલ ભરત ક્ષેત્રના દક્ષિણ ભરતાર્ધમાં થાય એમ વિચાર કરતાં જણાશે. દક્ષિણ ભરતાર્ધની પૂર્વ પશ્ચિમ લંબાઈ લગભગ ૧૪૪૭૧ યોજન પ્રમાણ અને ઉત્તર દક્ષિણની પહોળાઈ લગભગ ૨૩૮ યોજન પ્રમાણ કહેલી છે. યોજનના ત્રણ પ્રકાર બતાવ્યા છે ૧ ઉત્સેધાંગુલના માપથી, ૨ આત્માંગુલના માપથી અને ૩ પ્રમાણાંગુલના માપથી. તેમાં ક્ષેત્રોનું પ્રમાણ પ્રમાણાંગુલના માપથી ગણવાનું કહેલું છે. આ પ્રમાણાંગુલ ઉત્સેધાંગુલથી ચારસો ગુણો લાંબો અને અઢીગણો પહોળો બતાવ્યો છે. એ ગણતરી પ્રમાણે દક્ષિણ ભરતાર્ધની પહોળાઈ ૨૩૮ યોજન કહેલી છે તેને ચારસો વડે ગુણતાં (૨૩૮ ૪ ૯૫૨ ) પંચાણું હજાર બસો યોજન પ્રમાણ થાય છે તથા લંબાઈના ૧૪૪૭૧ ને ૪ થી ગુણતાં (૧૪૪૭૧ ૪ = ૫૭૮૮૪ ) સત્તાવન લાખ અઠયાસી હજાર ને ચારસો યોજન થાય છે આટલી દક્ષિણ ભરતાર્ધની લંબાઈ પહોળાઈ જાણવી.

હવે હાલની પૃથ્વી પૂર્વથી પશ્ચિમ દિશામાં ૭૫૨૧૬ માઈલની અને ઉત્તર દક્ષિણ ૭૨ માઈલ પ્રમાણ જ છે ચાર માઈલનો એક યોજન થાય માટે ઉપરની લંબાઈના માઈલના યોજન કરીએ તો એટલા લાખ પ્રમાણ આવે આ ગણતરી ઉપરથી વાચકને ખ્યાલ આવી જશે કે હાલની જે પૃથ્વી પ્રગટ છે તે દક્ષિણ ભરતાર્ધ કરતાં

॥ ॐ श्री शंखेश्वरपार्श्वनाथाय नमः ॥

श्रीरत्नशेखरसूरि-विरचित

# શ્રી લઘુ ક્ષેત્ર સમાસ પ્રકરણ

## સાર્થ

મંગલાચરણ વિગેરે—

વીરં જયસેહરપય-પઇટ્ઠિઅં પણમિઊણ સુ(સ)ગુરૂં ચ
મંદુત્તિ સસરણટ્ઠા, ખિત્તવિઆરાણુમુંછામિ ૧

| | |
|---|---|
| વીરં શ્રીમહાવીર સ્વામીને | મંદુત્તિ—મંદબુદ્ધિવાળો હોવાથી |
| જય ત્રણ જગતના | સસરણટ્ઠા—પોતાના સ્મરણ માટે |
| સેહર—મુગટ સમાન | ખિત્ત—ક્ષેત્રના |
| પય પદ સ્થાન | વિઆર—વિચારના |
| પઇટ્ઠિઅ—રહેલા | અણુ—અણુને, લેશને |
| પણમિઊણ—નમસ્કાર કરીને | ઉંછામિ—વીણું છું સમજું છું |
| સુગુરૂં—સુગુરુને | (ઉચ્છામિ [illegible]) |
| ચ—અને | |

અર્થ—(ઉર્ધ્વ અધો, અને તિર્છા લોક રૂપ) ત્રણ લોકના મુગટ રૂપ મોક્ષ સ્થાનમાં રહેલા શ્રીમહાવીર સ્વામીને અને જયશેખરસૂરિની પાટે રહેલા શ્રી વજ્રસેનસૂરિ નામના પોતાના સુગુરૂને નમસ્કાર કરીને હું (ગ્રંથકર્તા રત્નશેખરસૂરિ) મંદ બુદ્ધિવાળો હોવાથી પોતાના સ્મરણ માટે ક્ષેત્રવિચારના લેશને વીણું છું એટલે શાસ્ત્રમાંથી થોડું થોડું અલ્પ લઉં છું ૧

બહુ નાની છે આથી જ વિચાર કરતાં આ આખી પૃથ્વીનો સમા-
વેશ દક્ષિણ ભરતાર્ધમાં થઈ જાય એમ માન્યા વિના ચાલે તેવું નથી.

અમેરિકાને મહાવિદેહ કહેવાય કે ?

જૈન શાસ્ત્રના આધારે જ્યારે આપણા ભરતક્ષેત્રમાં દિવસ હોય ત્યારે મહાવિદેહ ક્ષેત્રમાં રાત્રી હોય છે. અને જ્યારે અમેરિકામાં દિવસ હોય છે ત્યારે અહીં રાત્રી હોય છે આ કારણ ઉપરથી કેટલાક લોકો બીજો વિચાર કર્યા સિવાય હાલના અમેરિકાને મહાવિદેહ માનવાની ભૂલ કરે છે. પરંતુ વિચાર કરતાં જણાશે કે મહાવિદેહનું જે સ્થાન કહ્યું છે તેની સાથે અમેરિકાનું જરા પણ સરખાપણું નથી. પ્રથમ તો ઉપર જણાવ્યા મુજબ આ દક્ષિણ ભરતાર્ધનું પ્રમાણ જ એટલું મોટું છે કે તેમાં હાલની પૃથ્વીનો સમાવેશ થઈ જાય છે. એટલે અમેરિકાનો સમાવેશ પણ દક્ષિણ ભરતાર્ધમાં થાય છે તેથી અમેરિકા એ મહાવિદેહ નથી. બીજું ભરતક્ષેત્ર કરતાં મહાવિદેહનું પ્રમાણ એકદમ મોટું કહ્યું છે તેનો પણ અમેરિકા સાથે મેળ થતો નથી. ત્રીજું મહાવિદેહ ક્ષેત્રમાં હમેશાં ચોથો આરો વર્તે ત્યાં તીર્થંકરો વિચરતા હોય, આયુ [illegible] હોય તેમાંનું કંઈ પણ અમેરિકામાં નથી. માટે અમેરિકાને કોઈ પણ રીતે મહાવિદેહ કહેવાય જ નહિ.

( આ બન્ને વિષયો શ્રી મુક્તિ કમલ જૈન મોહનમાળા તરફથી પ્રગટ થયેલ શ્રી લઘુ ક્ષેત્ર સમાસ તથા જૈન ભૂગોળ એ નામના ગ્રંથના ઉપોદ્‌ઘાતના આધારે લખેલ છે )

---

વિવેચન—ગ્રંથની શરૂઆતમાં વિઘ્નની શાન્તિ માટે શ્રી મહાવીરસ્વામીને નમસ્કાર કરવા રૂપ મંગલાચરણ જાણવું અહિં ક્ષેત્રવિચારના લેશને કહેવા રૂપ (૧) અભિધેય (વિષય–બાબત) છે ક્ષેત્ર સ્વરૂપનું જ્ઞાન મેળવવું તે (૨) પ્રયોજન છે ક્ષેત્રવિચાર જાણવાની ઇચ્છાવાળા ભવ્ય જીવો (૩) અધિકારી (ભણવાને યોગ્ય) છે અને વાચ્ય વાચક અથવા ઉપાય ઉપેય રૂપ (૪) સંબંધ જાણવો આ ચાર અનુબંધ ચતુષ્ટય કહેવાય છે અહિં ગ્રંથ વાચક છે અને તેમાંથી મેળવવાનું ક્ષેત્રવિચારનું જ્ઞાન તે વાચ્ય છે આ ગ્રંથ ઉપાય છે અને તેમાંથી ક્ષેત્રવિચારનું જ્ઞાન મેળવવું તે ઉપેય છે ૧

તિર્છાલોકમાં રહેલા દ્વીપ અને સમુદ્રોની સંખ્યા જણાવે છે.

તિરિ–એગ–રજ્જુ–ખિત્તે, અસંખ દીવોદહીઉ તે સવ્વે;
ઉદ્ધાર પલિઅ પણવીસ કોડિકોડિ-સમય-તુલ્લા ૨

| | |
|---|---|
| તિરિ–તિર્છો | ઉદ્ધારપલિઅ–સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમના |
| એગરજ્જુ એક રાજપ્રમાણ | |
| અસંખ–અસંખ્યાતા | કોડીકોડી–કોડાકોડી |
| દીવોદહિ–સમુદ્રો | તુલ્લા–તુલ્ય, જેટલા |

અર્થઃ—એક રાજ પ્રમાણ તિર્છા ક્ષેત્રને વિષે અસંખ્ય દ્વીપો અને સમુદ્રો છે તે સર્વે પચીસ કોડાકોડી (સૂક્ષ્મ) ઉદ્ધાર પલ્યોપમના સમય જેટલા છે ૨

વિવેચન—ચૌદ રાજલોકના મધ્યમાં તિર્છા લોક

આવેલો છે તે ૧૮૦૦ યોજન ઉંચો અને એક રાજ લાંબો પહોળો છે અસંખ્યાતા ક્રોડાક્રોડી યોજનનો એક રાજ થાય છે આ રાજ પ્રમાણ ક્ષેત્રમા અસંખ્યાતા દ્વીપો અને અસંખ્યાતા સમુદ્રો આવેલા છે તે દ્વીપ સમુદ્રોની (બન્નેની ભેગી ગણીને) કુલ સંખ્યા ૨૫ ક્રોડાક્રોડી સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમના સમય જેટલી છે પલ્યોપમ ત્રણ પ્રકારના છે—૧ ઉદ્ધા પલ્યોપમ, ૨ અદ્ધા પલ્યોપમ, ૩. ક્ષેત્ર પલ્યોપમ. આ ત્રણેના સૂક્ષ્મ અને બાદર એમ બે બે ભેદ છે તેમાં સૂક્ષ્મનુ સ્વરૂપ જણાવવાને બાદર પલ્યોપમ કહેલ હોવાથી તે ઉપયોગી નથી. અહીં દ્વીપ સમુદ્રની સંખ્યા જાણવા માટે સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમનુ સ્વરૂપ આગળ જણાવે છે કુવાને પલ્ય (પાલો) કહેલ છે તે પલ્યની ઉપમા વડે બને છે માટે પલ્યોપમ કહેવાય છે ૨

ઉદ્ધાર પલ્યોપમનુ સ્વરૂપ ત્રણ ગાથામા જણાવે છે—

કુરૂ સગ દિણાવિ અંગુલ, રોમે સગવાર વિહિઅ અડખંડે,
બાવન્નસય સહસ્સા સગણઉઈ વીસ લક્ખાણુ ૪

કુરૂ—દેવકુરૂ ઉત્તરકુરુના
સગદિણ સાત દિવસના
અવિ—વળી
અંગુલ રોમે—અંગુલ પ્રમાણ વાળના
સગવાર—સાત વાર
વિહિઅ—કરેલા

અડખંડે—આઠ ખંડ
બાવન્નસય—એકસો બાવન
સહસ્સા—હજાર
સગણઉઈ—સત્તાણું
વીસલક્ખ—વીસ લાખ
અણુ—રોમખંડ, વાલાગ્ર

અર્થ :—દેવકુરૂ અને ઉત્તરકુરૂમાં સાત દિવસના જન્મેલા ઘેટાના એક ઉત્સેધાંગુલ પ્રમાણ વાળના સાત વાર આઠ આઠ કકડા કરવાથી તે કકડા વીસ લાખ, સત્તાવન હજાર, એકસો ને બાવન (૨૦૫૭૧૫૨) થાય છે ૩

વિવેચનઃ—દેવકુરૂ તથા ઉત્તરકુરૂ એ નામના યુગલિયાના ક્ષેત્રો છે જ્યાં હમેશા સ્ત્રી પુરૂષના જોડલા રૂપે બાળકોનો જન્મ થાય તે યુગલિક ક્ષેત્ર કહેવાય. આ બન્ને યુગલિક ક્ષેત્રમાં હમેશાં પહેલો આરો પ્રવર્તે છે. આ ક્ષેત્રમા જન્મેલા સાત દિવસ સુધીના ઘેટાના એક ઉત્સેધાંગુલ પ્રમાણવાળા વાળના સાત વખત આઠ આઠ ખંડ કરવા એ પ્રમાણે આઠ આઠ ખંડ કરવાથી એક ઉત્સેધાંગુલ વાળના વીસ લાખ સત્તાવન હજાર એકસો ને બાવન [૨૦૫૭૧૫૨] ખંડ થાય છે તે પ્રમાણે—

૧×૮=૮×૮=૬૪×૮=૫૧૨×૮=૪૦૯૬×૮=૩૨૭૬૮×૮=૨૬૨૧૪૪×૮=૨૦૫૭૧૫૨

ઉત્સેધાંગુલના માપથી એક યોજન લાંબો એક યોજન પહોળો અને એક યોજન ઊંડો એવો ગોળાકાર કુવો [પલ્ય] કરવો તે કુવામા ઘેટાના વાળના ખંડો ઠાસી ઠાંસીને એવા ભરવા કે જેથી ચક્રવર્તીનુ સૈન્ય તેના ઉપરથી ચાલી જાય તો પણ જરા પણ ખાડો પડે નહિ ૩

તે થૂલા પલ્લે વિ હુ સંખિજ્જા ચેવ હુંતિ સવ્વે વિ,
તે ઇક્કિક્ક અસંખે સુહુમે ખંડે પકપ્પેહ ૪

| | |
|---|---|
| તે-તે [વાલાગ્ર] | ચિય-નિશ્ચે, હુંતિ-હોય છે |
| થૂલા-સ્થૂલ, જાડા | સવ્વેવિ-સર્વે પણ |
| પલ્લેવિ-પાલામાં-કુવામાં પણ | ઇક્કિક્ક-એક એકના |
| હુ-પાદપૂરણ અવ્યય | અસંખે-અસંખ્યાતા |
| સંખિજ્જા-સંખ્યાતા | ખંડે-ખંડો પકપ્પેહ-કલ્પો કરો |

**અર્થઃ**—તે સ્થૂલ વાલાગ્રો (વાળના કકડા) ચાર કોશ પ્રમાણ પલ્યને વિષે [ભર્યા છતા પણ] સર્વે મળીને સંખ્યાતા જ થાય છે તેથી તે એક એક વાલાગ્રના અસંખ્યાતા સૂક્ષ્મ ખંડો-કકડા કલ્પવા. ૪

**વિવેચનઃ**—આગલી ગાથામાં જણાવેલા પ્રમાણના પેટાના વાલાગ્રો સ્થૂલ (મોટા) હોવાથી તે યોજન પ્રમાણ કૂવામાં ઠાસીને ભરીએ તો પણ સંખ્યાતા જ થાય છે. તે આવી રીતે-એક ઉત્સેધાંગુલ વાળના ૨૦૯૭૧૫૨ ખંડ થયા, તે એક ઉત્સેધાંગુલમાં સમાઈ રહે છે તો એક હાથમાં કેટલા માય તે જાણવાને તેને ૨૪ થી ગુણવા. કારણ કે ૨૪ આંગળનો એક હાથ થાય છે જે સંખ્યા આવે તેને ચારે ગુણવાથી ધનુષ્યમાં સમાતા વાલાગ્રોની સંખ્યા આવે. જે સંખ્યા આવે તેને બે હજારે ગુણવાથી એક ગાઉમાં સમાતી વાલાગ્રની સંખ્યા આવે. પછી જે સંખ્યા આવે તેને ચારે ગુણવાથી એક યોજનમાં સમાતા વાલાગ્રની સંખ્યા આવે. એ પ્રમાણે કરવાથી ૨૦૯૭૧૫૨×૨૪×૪×૨૦૦૦×૪=૧૬૧૦૬૧૨૭૩૬૦ ૦ વાલાગ્રો આવે. આટલા વાલાગ્ર એક સૂચિ યોજનમાં સમાય (ગણિત એકથી લંબાઈન સૂચિ જાણવી) હવે એક યોજન લાંબો પહોળો અને ઊંડો છે માટે ઘન

આવેલી સૂચિ યોજનની સંખ્યાને તેજ સંખ્યાએ ગુણવાથી સમચતુરસ્ર ( લાંબા અને પહોળા ) એક યોજનમાં સમાતા વાલાગ્ર સંખ્યા આવે.

( ૧૬૧૦૬૧૨૭૩૬ ×૧૬૧ ૬૧૨૭૩૬૦ =૨૫૫- ૪૭૩૩૮૫૭૬૫૪ ૫૬૬૬ ૦ ×૧૬૧ ૬૧૨૭૩૬ ૦ = ૪૧૦૮ ૪૭૬૩૨૫૮૮૧૫૮૭૭૭૦૮૪૫૪ ૨૫૬ ૦ ૦ આ સંખ્યા ચોખંડા યોજન પ્રમાણ કૂવામાં સમાય છે અહિ વાલાગ્ર ભરવાનો કૂવો ગોળ છે ચોખંડા કરતા ગોળમાં ઓછી સંખ્યા સમાય છે તે લાવવાને ઉપર આવેલી સંખ્યાને ૧૯થી ગુણીને ૨૪ વડે ભાગવા. ઓગણીસે ગુણવાથી ૭૭૩૮૨૬૦૫ ૧૬૧૭૫ ૧૨૭૬ ૬૩૪૦૮૬૪૦ ૦ ૦ આવે તેને ૨૪ વડે ભાગવાથી ૩૩ ૭૬૨૧૦૪ ૨૪૬૫૬૨૫૪ ૨૧૯૬૬ ૯૭૫૩૬ આટલી સંખ્યા પ્રમાણ વાલાગ્ર તે કૂવામાં સમાય. તેમાંથી એક એક સમયે એક એક વાલાગ્રને કાઢીએ ત્યારે સંખ્યાતા સમયમાં તે કૂવો ખાલી થાય. તેટલા પ્રમાણનો એક બાદર ઉદ્ધાર પલ્યોપમ થાય. એક આવલીમાં પણ અસંખ્યાતા સમય થાય છે તેનાથી પણ આ બાદર ઉદ્ધાર પલ્યોપમ નાનું છે તે કાંઈ ઉપયોગમાં આવતું નથી.

હવે સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ કરવાને માટે ઉપર જણાવેલ સંખ્યાના વાલાગ્રોના દરેક ખંડના અસંખ્યાતા અસંખ્યાતા સૂક્ષ્મ ખંડ કલ્પવા, ત્યાર પછી શું કરવું તે આગલી ગાથામાં જણાવે છે ૪

સુહુમાણુ-છિવિઅ-ઉસ્સેહંગુલ ચઉકોસ પલ્લિ ઘણવટ્ટે;
પઇસમય મણુગ્ગહનિટ્ઠિઅમિ ઉદ્ધાર પલિઉત્તિ. ૫

| | |
|---|---|
| સુહુમાણુ સૂક્ષ્મ રોમખંડથી | અણુગ્ગહ—કાઢતાં |
| છિવિઅ—ભરેલા | નિટ્ઠિઅમિ—ખાલી થયે છતે |
| ઉસ્સેહંગુલ—ઉત્સેધાંગુલના માપથી | ઉદ્ધાર પલિઉ—સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ |
| ઘણવટ્ટે ઘનવૃત્ત ( ઘન અને ગોળાકાર ) | ત્તિ—ઇતિ, એ પ્રમાણે |

અર્થ:—કલ્પનાએ કરીને જ સૂક્ષ્મ અણુઓ (અસંખ્ય ખાણ્ડાઓ) વડે ઠાંસી ઠાંસીને ભરેલો ઉત્સેધ અંગુલના માને કરેલો જે ચાર કોશનો વૃત્ત પાલો, તેમાંથી પ્રતિસમયે એક એક અણુ (વાલાગ્ર) કાઢવું કરવાથી જેટલા કાળે તે સર્વથા ખાલી થઈ જાય તેટલા કાળનો તે સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ થાય છે આ પલ્યોપમમાં સંખ્યાતા ક્રોડાક્રોડી વર્ષો થાય છે ૫

હવે ત્રણ ગાથામાં દ્વીપોના નામ ગણાવે છે —

પઢમો જંબૂ બીઓ, ધાયઈખંડો અ પુક્ખરો તઇઓ;
વારુણિવરો ચઉત્થો ખીરવરો પંચમો દીવો ૬
ઘયવરદીવો છટ્ઠો, ઇક્ખુરસો સત્તમો અ અટ્ઠમઓ;
નંદીસરો અ અરુણો, નવમો ઇચ્ચાઇ સંખિજ્જા ૭

અર્થ—પહેલો જંબુદ્વીપ છે બીજો ધાતકીખંડ છે ત્રીજો પુષ્કરવર દ્વીપ છે ચોથો વારુણીવર દ્વીપ છે પાંચમો

ક્ષીરવર દ્વીપ છે છઠ્ઠો ઘૃતવર દ્વીપ છે સાતમો ઇક્ષુવર દ્વીપ છે આઠમો નંદીશ્વર દ્વીપ છે અને નવમો અરૂણ દ્વીપ વિગેરે અસંખ્ય દ્વીપો છે ૬—૭

વિવેચન —જંબૂદ્વીપ એક દ્વીપ પછી તરત બીજો દ્વીપ નથી, પરંતુ દરેક દ્વીપને ફરતા સમુદ્ર છે અને સમુદ્રને ફરતો દ્વીપ છે. છેલ્લા એવા સ્વયંભૂરમણ સમુદ્રને ફરતો દ્વીપ નથી ૬—૭
દ્વીપો ક્યા ક્યા નામે કેટલા છે તે આ ગાથામાં જણાવે છે

સુપસત્થ—વત્થુણામા, તિપડોઆરા તહારૂણાઈઆ।
ઇગણામે વિ અસંખા, જાવ ય સૂરાવભાસ ત્તિ. ૮

અર્થ —દ્વીપો તથા સમુદ્રો સારી પ્રશસ્ત વસ્તુના નામવાળા છે તથા અરૂણ વિગેરે દ્વીપો ત્રિપ્રત્યવતાર નામવાળા તથા સુરાવભાસ સુધી એક એક નામવાળા પણ અસંખ્ય દ્વીપ સમુદ્રો છે ૮

વિવેચન —ઉપરની ગાથામાં કહેલા નવમા અરૂણ દ્વીપથી આગળ આવેલા દ્વીપો ઉત્તમ વસ્તુના નામવાળા છે જેમકે આભરણ, વસ્ત્ર, ગંધ કમળ, તિલક, પદ્મ, નિધિ, રત્ન, નદી, વિજય દ્રહ, પર્વત, નક્ષત્ર વિગેરેના નામે છે વળી અરૂણ દ્વીપથી ત્રિપ્રત્યવતાર નામવાળા છે જેમકે અરૂણદ્વીપ, અરૂણવરદ્વીપ તથા અરૂણવરાવભાસદ્વીપ, કુંડલદ્વીપ, કુંડલવરદ્વીપ, કુંડલવરાવભાસદ્વીપ, અરૂણોપપાતદ્વીપ, અરૂણોપપાતવરદ્વીપ અરૂણોપપાતવરાવભાસદ્વીપ એ પ્રમાણે, શંખ, રૂચક, ભુજગ કુશ, ક્રૌંચ આદિ દ્વીપોને વિષે ત્રિપ્રત્યવતાર કરવો. દરેક દ્વીપની પછી તે નામનો સમુદ્ર જાણવો.

૦ એ પ્રમાણે અસંખ્યાતા દ્વીપ ગયા પછી સુરવરાવ ભાસ નામે દ્વીપ આવે, ત્યાર પછી બીજો જંબૂદ્વીપ આવે, ત્યારપછી બીજો ધાતકીખંડ એમ ફરીથી અસંખ્યાતા દ્વીપ ગયા ત્યારે બીજો સુરવરાવભાસ દ્વીપ આવે. ત્યાર પછી ત્રીજો જંબૂદ્વીપ આવે એ પ્રમાણે એક એક નામવાળા અસંખ્યાતા દ્વીપો જાણવા એટલે અસંખ્યાતા જંબૂદ્વીપો છે અસંખ્યાતા ધાતકીખંડો છે તેમા છેલ્લી અસંખ્યાતમી વાર સુરવરાવભાસ દ્વીપ આવે. ત્યાર પછી એકએક નામવાળા પાંચ દ્વીપો છે તે જણાવે છે ૮

તત્તો દેવે નાગે, જક્ખે ભૂએ સયંભૂરમણે અ;
એક્કે પંચ વિ દીવા, ઇગિગનામા મુણેઅવ્વા ૯

| | |
|---|---|
| તત્તો–ત્યારપછી | એક્કે–એ |
| દેવે–દેવદ્વીપ | પંચવિ–પાંચ પણ |
| નાગે–નાગદ્વીપ | દીવા–દ્વીપ |
| જક્ખે–યક્ષદ્વીપ | ઇગિગનામા–એક એક નામે |
| ભૂએ ભૂતદ્વીપ | મુણેઅવ્વા– જાણવા. |
| સયંભૂરમણે–સ્વયંભૂરમણદ્વીપ | |

અર્થ:—ત્યાર પછી દેવદ્વીપ નાગદ્વીપ, યક્ષદ્વીપ, ભૂત દ્વીપ અને સ્વયંભૂરમણદ્વીપ આ પાંચ દ્વીપો એક એક નામવાળા જાણવા. ૯

વિવેચન —આ ગાથામાં એક એક નામવાળા પાંચ દ્વીપો જણાવ્યા, તે પ્રમાણે પાંચ સમુદ્રો પણ એક એક નામવાળા જાણવા. તે સિવાયના બાકીના કહેવાતા સર્વે સમુદ્રો પણ અસંખ્યાતા અસંખ્યાતા જાણવા. ૯

હવે સમુદ્રોના નામો કહે છે—

પઢમે લવણો બીઓ કાલોઅહિ સેસએસુ સવ્વેસુ;
દીવસમ નામયા જા, સયંભૂરમણોદહી ચરમો. ૧૦

| | |
|---|---|
| પઢમે-પહેલે | દીવસમ-દ્વીપ સમાન |
| લવણો-લવણસમુદ્ર | નામયા-નામવાળા |
| બીઓ-બીજો | જા-યાવત્, સુધી |
| કાલોઅહિ-કાલોદધિ | સયંભૂરમણોદહી-સ્વયંભૂરમણ સમુદ્ર |
| સેસએસુ-બાકીના | |
| સવ્વેસુ-સર્વને વિષે | ચરમો-છેલ્લો |

અર્થ —પહેલો જંબૂદ્વીપને ફરતો લવણ સમુદ્ર છે બીજા દ્વીપ ફરતો કાળોદધી સમુદ્ર છે બાકીના સર્વ દ્વીપોની ફરતા દ્વીપ સમાન નામવાળા સમુદ્રો છે યાવત્ છેલ્લો સ્વયંભૂરમણ નામે સમુદ્ર છે ૧

વિવેચન.—ઉક્ત પ્રથમના બે દ્વીપને ફરતા જે બે સમુદ્ર કહ્યા તે જ બે સમુદ્ર દ્વીપથી જુદા નામવાળા છે બાકીના બધા સમુદ્રના નામ દ્વીપ પ્રમાણે જ જાણવાં. ૧

સમુદ્રના પાણીનો સ્વાદ જણાવે છે—

બીઓ તઇઓ ચરમો, ઉદગરસા પઢમ ચઉત્થ પંચમગા
છટ્ઠો વિ સનામરસા, ઇક્ખુરસા સેસજલનિહિણો. ૧

બીઓ-બીજો
તઇઓ-ત્રીજો
ચરમો-છેલ્લો
ઉદગરસા-પાણી સરખા સ્વાદવાળા
પંચમગ-પાંચમો
જુ વિ છઠ્ઠો ય

સનામરસા-પોતાના નામ સરખા રસવાળા
ઇક્ખુરસા-શેલડીના સરખા રસવાળા
સેસ-બાકીના
જલનિહિણો-સમુદ્રો

અર્થ —બીજો, ત્રીજો અને છેલ્લો સમુદ્ર જળના રસવાળા એટલે શુદ્ધ જળવાળા છે પહેલો, ચોથો, પાંચમો અને છઠ્ઠો આ ચારે સમુદ્રો પોતપોતાના નામ સરખા રસવાળા છે બાકીના સર્વે સમુદ્રો શેલડીના રસ જેવા રસવાળા-પાણીવાળા છે ૧૧

વિવેચન —બીજો કાળોદધિ સમુદ્ર ત્રીજો પુષ્કરવર સમુદ્ર અને છેલ્લો સ્વયંભૂરમણ સમુદ્ર એમ ત્રણ સમુદ્રોના પાણીનો સ્વાદ મીઠા પાણી જેવો છે તથા પહેલા લવણ સમુદ્રનું પાણી ખારૂં છે ચોથા વારૂણીવર સમુદ્રનું પાણી વારૂણી એટલે દારૂ જેવા સ્વાદવાળું છે પાંચમા ક્ષીરવરનું પાણી ક્ષીર એટલે દૂધ જેવા સ્વાદવાળું છે અને છઠ્ઠા ઘૃતવરનું પાણી ઘીના જેવા સ્વાદવાળું છે એટલે આ ચાર સમુદ્રના નામ પ્રમાણે પાણીનો સ્વાદ છે બાકીના બધા (અસંખ્યાતા) સમુદ્રોનાં પાણીનો સ્વાદ શેલડીના રસ સમાન સ્વાદવાળો જાણવો. ૧૧.

દ્વીપ અને સમુદ્રના વિસ્તારનું પ્રમાણ કહે છે:—

જંબૂદ્વીવ પમાણ-ગુલિજોઅણ લક્ખવટ્ટ વિક્ખંભો
લવણાઇઆ સેસા, વલયાભા દુગુણ દુગુણા ય ॥ ૧૨

| | |
|---|---|
| જંબૂદીવ—જંબૂદ્વીપ | વિક્ખંભો પહોળાઈવાળો |
| પમાણ ગુલિ પમાણ અંગુલના માપથી | લવણાઇઆ—લવણસમુદ્ર વિગેરે |
| જોઅણ—જોજન, લક્ખ—લાખ | સેસા—બાકીના (દ્વીપ-સમુદ્રો) |
| વટ્ટ—ગોળ | વલયાભા—વલય સરખા |
| | દુગુણ દુગુણા—બમણા બમણા |

અર્થ—પહેલો જંબૂદ્વીપ પ્રમાણાંગુલે કરીને લાખ યોજનના વિસ્તારવાળો ગોળ છે અને બાકીના લવણ સમુદ્ર વગેરે વલયના આકારવાળા-ગોળ અને બમણા બમણા વિસ્તારવાળા છે. ૧૨

વિવેચન—પહેલો જંબૂદ્વીપ એક લાખ યોજનના વિસ્તારવાળો છે તથા થાળીના આકારે ગોળાકારે છે. અહિં કહેલા લાખ યોજન પ્રમાણાંગુલના માપથી જાણવા, તે પ્રમાણાંગુલ ઉત્સેધાંગુલથી ચારસો ગુણો લાંબો અને અઢી ગુણો પહોળો હોય છે અથવા એક હજાર ગુણો લાંબો પણ કહેલો છે. જંબૂદ્વીપને ફરતો આવેલો લવણ સમુદ્ર તેનાથી બમણા વિસ્તારવાળો છે એટલે બે લાખ યોજન પ્રમાણનો છે અને વલય એટલે ચુડીના સરખો ગોળ છે તેથી તે લવણ સમુદ્ર પૂર્વ બાજુની બહારની તરફથી પશ્ચિમ બાજુની બહારની તરફ સુધી પાંચ લાખ યોજન પ્રમાણ

જાણવો એ પ્રમાણે બીજા દ્વીપો અને સમુદ્રોમાં પણ સમજવું. કારણ કે તે બધાએ વલયાકારે ગોળ છે અને એક એકથી બમણા બમણા વિસ્તારવાળા છે તેમાના કેટલાક દ્વીપ સમુદ્રોનો વિસ્તાર આ પ્રમાણે —

| દ્વીપનું નામ. | યોજન પ્રમાણ. |
|---|---|
| ૧ જંબૂ દ્વીપ— | ૧૦ ૦૦૦ |
| ૨ ધાતકી ખંડ— | ૪ ૦૦૦૦ |
| ૩ પુષ્કરવર દ્વીપ— | ૧૬ ૦ ૦૦ |
| ૪ વારૂણીવર દ્વીપ— | ૬૪૦૦ ૦૦ |
| ૫ ક્ષીરવર દ્વીપ— | ૨૫૬૦૦ ૮ |
| ૬ ઘૃતવર દ્વીપ— | ૧૦૨૪ ૦ ૮ |
| ૭ ઇક્ષુરસ દ્વીપ— | ૪૦૯૬૦૦૦૦૦ |
| ૮ નંદીશ્વર દ્વીપ— | ૧૬૩૮૪૦૦૦૦૦ |
| ૯ અરૂણ દ્વીપ— | ૬૫૫૩૬૦૦૦૦૦ |
| ૧૦ અરૂણવર દ્વીપ— | ૨૬૨૧૪૪ ૦૦૦૦ |
| ૧૧ અરૂણવરાવભાસદ્વીપ— | ૧૦૪૮૫૭૬૦ ૦ |

| સમુદ્રનું નામ. | યોજન પ્રમાણ. |
|---|---|
| ૧ લવણ સમુદ્ર— | ૨૦ ૦ |
| ૨ કાલોદધિ— | ૮૦૦૦ |
| ૩ પુષ્કરવર સમુદ્ર— | ૩૨૦ ૦ |
| ૪ વારૂણીવ સમુદ્ર— | ૧૨૮૦૦ ૦ |
| ૫ ક્ષીરવર સમુદ્ર— | ૫૧૨ ૦૦ ૦ |

| | |
|---|---|
| ૬ ઘતવર સમુદ્ર | ૨ ૪૮ ૦૦૦૦ |
| ૭ ઇક્ષુરસ સમુદ્ર— | ૮૧૯૨ ૦ |
| ૮ નંદીશ્વર સમુદ્ર— | ૩૨૭૬૮ ૦૦ |
| ૯ અરૂણ સમુદ્ર— | ૧૩૧૦૭૨૦ |
| ૧ અરૂણવર સમુદ્ર— | ૫૨૪૨૮૮૦ ૦૦ |
| ૧૧ અરૂણવરાવભાસ સમુદ્ર— | ૨ ૦૯૭૧૫૨૦૦ |

હવે ૭ ગાથાવડે જંબૂદ્વીપની જગતીનું સ્વરૂપ કહે છે—

વયરામઇહિં નિઅનિઅ–દીવોદહિમજ્ઝગણિઅમૂલાહિં;
અટ્ઠુચ્ચાહિં બારસ–ચઉ મૂલે ઉવરિ રુંદાહિં ૧૩

વિત્થારદુગવિસેસો, ઉસ્સેહવિભત્તખઓ ચઓ હોઇ;
ઇઅ ચૂલાગિરિકૂડા–તુલ્લવિક્ખંભકરણાહિં ૧૪

ગાઉદુગુચ્ચાઇ તયટ્ઠભાગરુંદાઇ પઉમવેઇએ;
દેસૂણદુજોઅણવર–વણાઇ પરિમંડિઅસિરાહિં ૧૫

વેઇસમેણ મહયા, ગવક્ખકડએણ સપરિત્તાહિં;
અટ્ઠારસૂણચઉભત્ત–પરિહિદ્દારંતરાહિં ચ ૧૬

અદ્ધુચ્ચચઉસુવિત્થર–દુપાસસક્કોસકુડ્ડદારાહિં;
પુવ્વાઇમહડ્ઢિઅ–દેવદારવિજયાઇનામાહિં ૧૭

ણાણામણિમયદેહલિ–કવાડપરિઘાઇદારસોહાહિં;
જગઇહિં તે સવ્વે, દીવોદહિણો પરિક્ખિત્તા ૧૮

વન વડે શોભિત મસ્તકવાળી. ૧૫

વદિકા સમાન મોટા ગોળ અને વલય વડે વીંટાએલી, તથા અઢાર યોજન હીન પરિધિને ચાર વડે ભાગવાથી આવતા પ્રમાણ જેટલા દ્વારના અંતરવાળી. ૧૬

આઠ યોજન ઉંચા ચાર યોજન પહોળા અને બે બાજુ એક એક કોસ પ્રમાણ બારસાખવાળા, પૂર્વાદિ ચાર દિશાએ મોટી ઋદ્ધિવાળા વિજયાદિ ચાર દેવોના નામવાળા ચાર દ્વારવાળી. ૧૭

જુદા જુદા પ્રકારના મણિઓના ઉંબરા, કમાડ, તથા ભોગળ વડે ઘણી શોભાવાળી જગતીઓથી તે સર્વે દ્વીપ અને સમુદ્રો વીંટાએલા છે ૧૮

વિવેચન—તે સર્વ દ્વીપ અને સમુદ્રો જગતી વડે વીંટાએલા છે તે જગતી કેવી છે તેનું વર્ણન કરે છે—જેમ નગરને ફરતો ગોળાકાર કોટ હોય છે તેમ દ્વીપ અને સમુદ્રને ફરતી ગોળાકાર કોટના આકારની જગતીઓ જાણવી. તે જગતી વજ્રમય છે તથા તે જગતીનો મૂળ વિસ્તાર પોતપોતાના દ્વીપ અને સમુદ્રના વિસ્તારના પ્રમાણની અંદર ગણેલો છે, એટલે જંબૂદ્વીપની જગતી જંબૂદ્વીપના અંતના ૧૨ યોજનમાં ગોળાકારે આવેલી છે તથા તે જગતીની ઉંચાઇ આઠ યોજન છે તેમનો મૂળમાં બાર યોજન વિસ્તાર છે, અને ઉપર ચાર યોજન વિસ્તાર છે અથવા તેગથી ઘટઇ છે તે જગતીઓનો વચમા વિસ્તાર જાણવાની રીત આ પ્રમાણે.—

*

મૂળના વિસ્તારમાંથી ઉપરના વિસ્તારનો વિશ્લેષ કરવો એટલે મોટી સંખ્યામાંથી નાની સંખ્યા બાદ કરવી. જે બાકી રહે તેને ઉંચાઈની સંખ્યા વડે ભાગવા. ભાગમાં જે આવે તેટલું પ્રમાણ ઉપર ચડતાં વિસ્તારમાંથી (પહોળાઈમાંથી) ઘટતું જાય અને ઉપરથી નીચે ઉતરતાં તેટલું પ્રમાણ વિસ્તારમાં વધતું જાય. જેમકે જગતીની પહોળાઈ મૂળમાં બાર યોજન છે અને ઉપરની પહોળાઈ ચાર યોજન છે તેથી બારમાંથી ચાર બાદ કરતાં આઠ બાકી રહે છે તેને ઉંચાઈના આઠ યોજન વડે ભાગતાં એક આવે છે. તેથી ઉપર ચડતાં એક એક યોજને એક એક યોજન પહોળાઈમાંથી ઘટે છે અને ઉપરથી નીચે ઉતરતાં એક એક યોજને એક એક યોજન પહોળાઈમાં વધે છે તેનો યંત્ર આ પ્રમાણે:—

| ઉંચાઈના યોજન | ઉપર ચડતાં પહોળાઈના યોજન | ઉપરથી ઉતરવાના યોજન | નીચે ઉતરતાં પહોળાઈના યોજન |
|---|---|---|---|
| ૮ | ૪ | મથાળે | ૪ |
| ૭ | ૫ | ૧ | ૫ |
| ૬ | ૬ | ૨ | ૬ |
| ૫ | ૭ | ૩ | ૭ |
| ૪ | ૮ | ૪ | ૮ |
| ૩ | ૯ | ૫ | ૯ |
| ૨ | ૧ | ૬ | ૧ |
| ૧ | ૧૧ | ૭ | ૧૧ |
| તળીયે | ૧૨ | ૮ | ૧૨ |

જ્યાં ભાગાકાર ન થઈ શકે ત્યાં બાકીના અંકના નેવા

આવે છે અને શેષ શૂન્ય રહે છે માટે એક યોજન વિસ્તારમાં ઘટે અથવા વધે. પચીશ યોજન ચઢીએ કે ઉતરીએ તો પચીશને અગ્યારે ભાગતાં ભાગમાં બે આવે અને શેષ ત્રણ રહે, તેથી બે યોજન અને અગ્યારીયા ત્રણ ભાગ ઘટે અથવા વધે. ૧૦૦ યોજન ચઢીએ કે ઉતરીએ તો નવ યોજન અને એક ભાગ ઘટે અથવા વધે વિગેરે.)

મેરૂ પર્વતના વિસ્તારમાં વૃદ્ધિ હાનિનો ક્રમ.—

| ચઢવાના યોજન. | વિસ્તારમાંથી ઘટવાના યોજન | બાકી રહેવાના યોજન. |
|---|---|---|
| ૧૧ | ૧ | ૯૯૯૯ |
| ૧૧૦૦ | ૧૦૦ | ૯૯૦૦ |
| ૨૨૦૦ | ૨૦૦ | ૯૮૦૦ |
| ૩૩૦૦ | ૩૦૦ | ૯૭૦૦ |
| ૪૪૦૦ | ૪૦૦ | ૯૬૦૦ |
| ૫૫૦૦ | ૫૦૦ | ૯૫૦૦ |
| ૬૬૦૦ | ૬૦૦ | ૯૪૦૦ |
| ૭૭૦૦ | ૭૦૦ | ૯૩૦૦ |
| ૮૮૦૦ | ૮૦૦ | ૯૨૦૦ |
| ૯૯૦૦ | ૯૦૦ | ૯૧૦૦ |
| ૧૧૦૦૦ | ૧૦૦૦ | ૯૦૦૦ |
| ૨૨૦૦૦ | ૨૦૦૦ | ૮૦૦૦ |
| ૩૩૦૦૦ | ૩૦૦૦ | ૭૦૦૦ |
| ૪૪૦૦૦ | ૪૦૦૦ | ૬૦૦૦ |
| ૫૫૦૦૦ | ૫૦૦૦ | ૫૦૦૦ |

હવારે લાગતાં લાગમા એક એટલે ૧/૨ (અર્ધઅંશ) આવે છે તેટલુ એક યોજન ચડતાં ઘટે અને એક યોજન ઉતરતાં વૃદ્ધિ પામે, એટલે કે ચડતાં એક એક યોજને અર્ધ અર્ધ યોજનનો વિસ્તાર ઘટે અને એક એક યોજન ઉતરતાં અર્ધ યોજન વિસ્તાર વધે છે ૧૪

વળી તે જગતીઓ બે કોશ ઉંચી, અને તેના આઠમા ભાગ જેટલા એટલે ૫૦૦ ધનુષ્ય પ્રમાણ વિસ્તારવાળી તથા કંઈક ઓછા બે યોજન પ્રમાણ ઉત્તમ વનવાળી પદ્મવર વેદિકા વડે શોભિત શિખાવાળી છે એટલે કે જગતીની ઉપર મધ્ય ભાગમાં બે ગાઉ ઉંચી અને પાંચસો ધનુષ પહોળી પદ્મવરવેદિકા છે અને તે વેદિકાની બન્ને બાજુએ (પડખે) બે યોજનમાં અઢીસો ધનુષ ઓછા એટલા પ્રમાણવાળુ પહોળુ વન છે (એટલે કે બન્ને બાજુના વનનુ મળીને એકદર પ્રમાણ ચાર યોજનમાં પાંચ સો ધનુષ ઓછુ થાય છે, કેમકે વચ્ચેની વેદિકા પાંચ સો ધનુષ પહોળી છે તેથી તેટલુ પ્રમાણ ઓછુ હોય છે ) તથા વનનો ફેલાવો જગતીના અનુસારે જાણવો. ૧૫

વેદિકાને તુલ્ય મોટા ગોખના વલયે કરીને ભીંતરૂપી વીંટાયેલી છે તથા જે દ્વીપ અથવા સમુદ્રની જેટલી પરિધિ હોય તેમાંથી અઢાર યોજન ઓછા કરી ચારે ભાગતા જેટલું પ્રમાણ આવે તેટલુ જગતીમાં આવેલા વિજયાદિ દ્વારોનું અંતર છે અઢાર યોજન ઓછા કરવાનુ કારણ

એ છે કે એક એક દ્વાર ચાર યોજન પ્રમાણ પહોળું હોવાથી ચાર દ્વારના સોળ યોજન તથા એક એક દ્વારને બે બે બારસાખ હોવાથી ચાર દ્વારની આઠ બારસાખ છે અને દરેક બારસાખ એક એક ગાઉની હોવાથી બે યોજન થાય તે મળીને કુલ ૧૮ યોજન થાય છે જેમકે—જંબુદ્વીપની પરિધિ ત્રણ લાખ, સોળ હજાર બસો ને સત્તાવીશ (૩૧૬૨૨૭) યોજન, ત્રણ (૩) કોશ, એકસો અઠ્ઠાવીશ (૧૨૮) ધનુષ, સાડીતેર (૧૩॥) આંગુલ છે તેમાંથી અઢાર યોજન બાદ કરી ચારે ભાગીએ ત્યારે ઓગણાએંશી હજાર અને બાવન (૭૯૦૫૨) યોજન, એક (૧) કોશ, પંદર સો ન બત્રીશ (૧૫૩૨) ધનુષ, ત્રણ (૩) આંગુલ અને ત્રણ (૩) જવ આટલું દરેક દ્વારનું અંતર છે એટલે કે એક દ્વારથી બીજું દ્વાર આટલું દૂર છે તે આ પ્રમાણે.—

જંબુદ્વીપની પરિધિ

| | |
|---|---|
| યોજન | નપેલા ૧ યોજનને |
| ૩૧૬૨૨૭ | ૪ ગુણયા |
| બાદ કર્યાં ૧૮ | ૪ ગાઉ |
| ૪)૩૧૬૨૦૯(૭૯૦૫૨ | ૩ ગાઉ મેળવો |
| ૨૮ | ૪)૭(૧ ગાઉ |
| ૩૬ | ૪ |
| ૨ | નપેલા ૩ તેના ધનુષ |
| ૨ | ૨ |
| ૦૦૯ | ૬૦૦૦ |
| ૮ | ૧૨૮ મેળવ્યા |
| ૧ યોજન | ૬૧૨૮ |

| ધનુષ | અંગુલ |
| --- | --- |
| ૪)૬૧૨૮(૧૫૩૨ | ૪)૧૩ા(૩ |
| ૪ | ૧૨ |
| ૨૧ | ૧ા |
| ૨૦ | ૮ જવ કર્યા |
| ૧૨ | ૪)૧૨(૩ જવ |
| ૧૨ | ૧૨ |
| ૦૦૮ | ૦૦ |
| ૮ | |
| ૦ | |

આ હિસાબ પ્રમાણે ૭૪ પર યોજન, ૧ કોશ, ૧૫૩૨ ધનુષ, ૩ અંગુલ, ૩ જવ (આઠ જવનો એક અંગુલ બે હજાર ધનુષનો એક કોશ, એ પ્રમાણે ગણવું)

લવણસમુદ્રની પરિધિ ૧૫૮૧૧૩૯ યોજનની છે તેમાંથી અઢાર યોજન બાદ કરતાં ૧૫૮૧૧૨૧ રહે, તેને ચારે ભાગવા ૩૯૫૨૮૦ યોજન ને એક કોશ એટલું એક દ્વારથી બીજા દ્વારનું અંતર આવ્યું

ધાતકીખંડની પરિધિ ૪૧૧ ૦૯૬૧ યોજનની છે તેમાંથી અઢાર યોજન બાદ કરતા ૪૧૧ ૦૯૪૩ રહે, તેને ચારે ભાગતાં ૧૦૨૭૭૩૫ યોજન ને ત્રણ કોશ એટલું એક દ્વારથી બીજા દ્વારનું અંતર આવ્યું

કાલોદધિની પરિધિ ૯૧૭૦૬૦૫ યોજન છે, તેમાંથી અઢાર બાદ કરતાં બાકી ૯૧૭૦૫૮૭ રહે, તેને ચારે ભાગતાં ૨૨૯૨૬૪૬ યોજન ને ૩ કોશ, એટલું એક દ્વારથી બીજા દ્વારનું અંતર આવ્યું ૧૬

આઠ યોજન ઉંચા, ચાર યોજન વિસ્તારવાળા (પહોળા) તથા બન્ને બાજુ એક એક કોશ પ્રમાણ બારસાખની ભીંતવાળા ચાર દ્વારોવાળી તથા પૂર્વાદિ દિશાના અનુક્રમે મહર્દ્ધિક દેવતાઓના નામે દ્વારોના વિજયાદિ નામોવાળી એટલે કે તે જગતીઓના ચાર દ્વાર છે તેનાં નામ પૂર્વાદિ દિશાના ક્રમે વિજય, વૈજયંત, જયંત અને અપરાજિત છે તથા તેના અધિપતિ દેવોના નામ પણ તે જ છે ૧૭

વિવિધ પ્રકારના રત્નમય ઉંચા બારણાં અને યોજન વિગેરે વડે દ્વારની શોભાવાળી જગતીઓએ કરીને તે સર્વ દ્વીપ અને સમુદ્રો વીંટાયેલા છે આવા પ્રકારની જગતી દરેક દ્વીપ અને સમુદ્રને ફરતી અનાદિ કાળથી આવેલી છે. ૧૮

હવે વેદિકાની બન્ને બાજુએ રહેલા વનની રમણીયતા કહે છે—

વર તિણ તોરણ ઝય છત્ત-વાવિ પાસાય-સેલ સિલવટ્ટે;
વેઇવણે વરમંડવ-ગિહાસણેસુ રમંતિ સુરા. ૧૯

| | |
|---|---|
| વરતિણ-ઉત્તમ જાતિનાં તૃણ | સિલવટ્ટે-મોટી શિલાઓ |
| તોરણ-તોરણ | વેઇવણે-વેદિકાના વનમાં |
| ઝય-ધ્વજ | વરમંડવ-ઉત્તમ મંડપ |
| છત્ત-છત્ર | ગિહ-ઘર |
| વાવિ-વાવડીઓ | આસણેસુ-આસનો ઉપર |
| પાસાય પ્રાસાદ | રમંતિ-રમે છે ક્રીડા કરે છે |
| સેલ-પર્વતો, ક્રીડા પર્વતો | સુરા-દેવો |

અર્થઃ—એજ શબ્દ, રૂપ, રસ ગંધ અને સ્પર્શ વડે પાંચ ઇંદ્રિયોને સુખ કરનારા નઠ અતિની વન સ્પતિ વિગેરે ભદ્રાસન દ્વારે શોભા માટે આપેલા તોરણો, ધ્વજ છત્ર, વાવ, ક્રીડા કરવાના પ્રાસાદો, ક્રી ડાપર્વતો અને શિલાપટ્ટ એટલે મોટી શિલાઓ એને વિષે છે એવા વેદિકાની અને બાજુના વનમાં મનોહર દ્રાક્ષ વિગેરેના મંડપોને વિષે કદલી વિગેરેના ગૃહોને વિષે અને સિંહાસ નોને વિષે દેવો ક્રીડા કરે છે ૧૯

હવે અધિકારી દેવો અને દેવીઓનું ઉત્પત્તિસ્થાન ક્યાં છે? તે કહે છે—

ઇહ અહિગારો જેસિં, સુરાણ દેવીણ તાણમુપ્પત્તી;
નિઅદીવોદહિણામે, અસંખઇમે સણયરીસુ ૨૦

| | |
|---|---|
| ઇહ—અહીં અહીં હોવાથી | ઉપ્પત્તિ—ઉત્પત્તિ |
| અહિગારો—અધિકાર | નિઅ—પોતપોતાના |
| જેસિં—જે | દીવોદહિ—દ્વીપ અને સમુદ્રના |
| સુરાણ—દેવો તેના | ણામે—નામથી |
| દેવીણ—દેવીઓનો | અસંખઇમે—અસંખ્યાતા |
| તાણ—તેઓની | સણયરીસુ—પોતાની નગરીઓમાં |

અર્થ—આ મનુષ્ય ક્ષેત્રને વિષે એટલે જંબૂદ્વીપ, લવણસમુદ્ર, ધાતકીખંડ, કાલોદધિ સમુદ્ર અને પુષ્કરાર્ધરૂપ પીસ્તાલીસ લાખ યોજનના વિસ્તારવાળા ક્ષેત્ર અઢી દ્વીપ અને બે સમુદ્રરૂપ ક્ષેત્રને વિષે જે દેવોનો તથા દેવીઓનો અધિકાર એટલે સ્વામીત્વાદિ વ્યાપાર છે તેઓનું ઉત્પત્તિસ્થાન અહીંથી અસંખ્યાતમા અને પોતાનો અધિકાર અહીં જે દ્વીપ

કે સમુદ્રમાં હોય તે નામવાળા જ દ્વીપ અને સમુદ્રને વિષે પોતપોતાની નગરીઓમાં છે ૨૦

હવે જમ્બૂદ્વીપમાં આવેલા કુલગિરિ અને ક્ષેત્રોના વિચારને કહે છે.—

જમ્બૂદીવો છહિ કુલ-ગિરીહિ સત્તહિ તહેવ વાસેહિઃ
પુવ્વાવરદીહેહિ, પરિછિન્નો તે ઇમે કમસો. ૨૧

| | |
|---|---|
| છહિ–છ | પુવ્વાવર–પૂર્વ પશ્ચિમ |
| કુલગિરીહિ–કુલગિરિ વડે | દીહેહિ–લાંબા |
| સત્તહિ–સાત | પરિછિન્નો–જૂદો પાડેલો |
| તહેવ તેમ જ | તે–તે ( ક્ષેત્રો અને પર્વતો ) |
| વાસેહિ–ક્ષેત્રો વડે ક્ષેત્ર વડે | ઇમે–આ |
| | કમસો–અનુક્રમે |

અર્થ —જમ્બૂદ્વીપ પૂર્વપશ્ચિમ લાંબા છ કુલગિરિવડે તથા સાત વર્ષોવડે એટલે ક્ષેત્રોવડે વહેંચાએલો છે તે કુલગિરિ તથા ક્ષેત્રો અનુક્રમે આ પ્રમાણે છે તેમનાં નામ અનુક્રમે કહે છે ૨૧

પ્રથમ કુલગિરિના નામો કહે છે—

હિમવંસિહરી મહહિમવ–રુપ્પિ ણિસઢો અ ણીલવંતોઅ
બાહિરઓ દુદુ ગિરિણો,ઉભઓ વિ સવેઇઆ સવ્વે ૨૨

| | |
|---|---|
| હિમવ–હિમવંત પર્વત | નીલવંતો–નીલવંત પર્વત |
| સિહરી શિખરી પર્વત | બાહિરઓ–બહારની બાજુથી |
| મહહિમવ–મહાહિમવંત પર્વત | દુદુગિરિણો–બે બે પર્વત |
| રુપ્પિ–રૂપી (રુક્મી) પર્વત | ઉભઓવિ–બંને બાજુએ પણ |
| ણિસઢો–નિષધ પર્વત | સવેઇઆ–વેદિકા સહિત |
| | સવ્વે–સર્વે |

અર્થ —હિમવત અને શિખરી, મહાહિમવત અને રૂકમી તથા નિષધ અને નીલવત એમ બાહેરથી બબે પર્વતો છે તે સર્વે પર્વતની બન્ને બાજુ વેદિકા હોય છે ૨૨

વિવેચન.—દક્ષિણ તરફ હિમવાન પર્વત અને ઉત્તર દિશાએ શિખરી પર્વત છે દક્ષિણમાં મહાહિમવાન અને ઉત્તરમા રૂપી (રૂકમી) પર્વત છે તથા દક્ષિણમા નિષધ અને ઉત્તરમાં નીલવાન પર્વત છે આ પ્રમાણે બહારથી બબે પર્વતો સરખા છે તેથી તે પર્વતો યુગ્મી કહેવાય છે તે સર્વ એટલે છએ પર્વતો બન્ને બાજુએ વેદિકા સહિત છે તે વેદિકાઓ જગતીની ઉપર રહેલી વેદિકા જેવી છે આ કુલગિરિ પર્વતો ને વર્ષધર પર્વત પણ કહે છે કારણ કે આ પર્વતો વર્ષ એટલે ક્ષેત્રને ધારણ કરે છે એટલે જુદાં પાડે છે—એટલે બે ક્ષેત્રની વચમા વર્ષધર પર્વત આવેલા છે ૨૨

હવે ક્ષેત્રોના નામ કહે છે—

ભરહેરવય ત્તિ દુગ, દુગં ચ હેમવયરણ્ણવયરુવં ;
હરિવાસરમ્મયદુગ, મજ્ઝિ વિદેહુ ત્તિ સગ વાસા. ૨૩

| | |
|---|---|
| ભરહ—ભરતક્ષેત્ર | હરિવાસ—હરિવર્ષ ક્ષેત્ર |
| એરવય—ઐરવત ક્ષેત્ર | રમ્મય રમ્યક ક્ષેત્ર |
| ત્તિદુગ—એ બે ક્ષેત્રો | મજ્ઝિ—મધ્ય ભાગમાં |
| હેમવય—હૈમવત ક્ષેત્ર | વિદેહુત્તિ—મહાવિદેહ નામે ક્ષેત્ર |
| રણ્ણવય—એ (ઐ) રણ્યવત ક્ષેત્ર | |
| રુવ ય (નીણુ દિક) | સગવાસા—સાત ક્ષેત્રો |

અર્થ —ભરત અને ઐરવત એ બે ક્ષેત્રો, હિમવતઅને ઐરણ્યવત રૂપ બે ક્ષેત્રો, હરિવર્ષ અને રમ્યક એ બે ક્ષેત્રો તથા મધ્યમા મહાવિદેહ નામે ક્ષેત્ર છે એ પ્રમાણે સાત ક્ષેત્રો છે ૨૩

અર્થ—બે લાંબા વૈતાઢ્ય અને ચાર ગોળ વૈતાઢ્ય પર્વત છ ક્ષેત્રોના મધ્યમાં છે તથા મહાવિદેહ ક્ષેત્રના મધ્યમાં મેરૂ પર્વત છે આ રીતે સાત ક્ષેત્રોમાં રહેલા, સાત પર્વતો થયા હવે કુલગિરિનું પ્રમાણ કહે છે ૨૪

વિવેચન.—ભરત અને ઐરવત એ બે ક્ષેત્રની મધ્યમાં બે લાંબા વૈતાઢ્ય આવેલા છે તેથી તે બન્ને ક્ષેત્રના બબ્બે વિભાગ થાય છે તથા બાકીના હેમવત ક્ષેત્ર અને અરણ્યવત ક્ષેત્રની મધ્યમાં તથા હરિવર્ષ અને રમ્યક ક્ષેત્રની મધ્યમાં બરોબર મધ્ય ભાગમાં ગોળ વૈતાઢ્ય પર્વતો આવેલા છે ગોળ વૈતાઢ્ય હોવાથી આ ક્ષેત્રોમાં બે વિભાગ થતા નથી તથા મહાવિદેહ ક્ષેત્રની મધ્યમાં મેરૂ પર્વત આવેલો છે. હવે છ કુલગિરિઓનું પ્રમાણ આગળની ગાથામાં કહે છે ૨૪

ઇગદોચઉસયઉચ્ચા, કણગમયા કણગરાયયા કમસો;
તવણિજ્જસુવેરુલિઆ, બહિમજ્ઝબ્ભિંતરા દો દો ૨૫

સયઉચ્ચા—સો જોજન ઊંચા
કણગમયા—સુવર્ણના
રાયયા રૂપાના
તવણિજ્જ—રક્તવર્ણીય (રાતા) સુવર્ણના
સુવેરુલિઆ—ઉત્તમ વૈડૂર્ય મણિના
બહિમજ્ઝબ્ભિંતરા—મધ્યના તથા અંદરના

અર્થ:—બહારના, મધ્યના અને અભ્યંતરના બબ્બે કુલ પર્વતો અનુક્રમે એકસો, બસો અને ચારસો યોજન ઊંચા છે તેમજ સુવર્ણમય, સુવર્ણ અને રૂપામય, રક્ત સુવર્ણ અને સારા વૈડૂર્યમય છે ૨૫

વિવેચન.—મહાહિમવંત ને શિખરી એ બે પર્વતો બસો યોજન ઊંચા અને સુવર્ણમય છે મધ્યના બે પર્વતો બસો યોજન ઊંચા છે તેમનો પહેલો મહાહિમવંત સુવર્ણમય અને બીજો રૂક્મી રૂપામય છે તથા મધ્યતાના બે પર્વતો ચારસો યોજન ઊંચા છે, તેમાંનો પહેલો નિષધ પર્વત રક્ત સુવર્ણમય અને બીજો નીલવંત વૈડૂર્ય રત્નમય છે ૨૫

હવે તે કુલગિરિઓની પહોળાઈ (જાડાઈ) જાણવા માટે કરણ બતાવે છે —

દુગઅડદુતીસ અંકા,લક્ખગુણા કમેણ નઉઅસયભઇઆ
મૂલોવરિ સમરુંવ વિત્થાર બિંતિ જુઅલતિગે ૨૬

| | |
|---|---|
| દુતીસ—બત્રીસ | સમરુંવ—સરખા સ્વરૂપ (પ્રમાણ) વાળા |
| અડ—આઠ | |
| લક્ખગુણા—લાખ ગુણા | વિત્થાર—વિસ્તાર |
| નઉઅસય—એકસો નેવું | |
| ભઇઆ—ભાગેલા | બિંતિ કહે છે |
| મૂલોવરિ મૂલમાં અને ઉપર | જુઅલતિગે—ત્રણ જુગલમાં |

અર્થ:—બે, આઠ અને બત્રીશના અંકને (આંકને) લાખ ગુણા કરી અનુક્રમે એકસો ને નેવું એ ભાગવા. તેમ કરવાથી પર્વતના ત્રણ જુગલનો (છએ પર્વતોનો) નીચે અને ઉપર એક સરખો વિસ્તાર આવે છે એમ કહે છે ૨૬

વિવેચન:—હિમવંત અને શિખરી એ બે પર્વતોને બેનો આંક ? તેને લાખ ગુણા કરીને ૧૯૦ વડે ભાગવાથી તે બે પર્વતોનો વિસ્તાર આવે છે એ પ્રથમ જુગલ જાણવું

તથા મહાહિમવંત અને રૂપી એ બે પર્વતોનો આઠનો આંક છે તેને સાથે ગુણી ૧૯૦ વડે ભાગવાથી બીજા યુગલનો અને નિષધ અને નીલવંત એ બે પર્વતોનો બત્રીસનો આંક તેને સાથે ગુણી ૧૯૦ વડે ભાગવાથી ત્રીજા યુગલનો વિસ્તાર આવે છે આ છ એ પર્વતોનો મૂળમાં તથા ઉપર સરખો વિસ્તાર જાણવો

અહીં ભાગવાનો આંક જે ૧૯૦ કહ્યો તેનું કારણ આ પ્રમાણે–ભરત અને ઐરવત ક્ષેત્ર થકી મહાવિદેહ સુધી ક્ષેત્રો ને પર્વતો બમણા બમણા વિસ્તારવાળા હોવાથી તેના ખાડાના આંક આ પ્રમાણે થાય છે–૧–૨–૪–૮–૧૬–૩૨–૬૪–૩૨–૧૬–૮–૪–૨–૧ આ સર્વ આંકનો સરવાળો કરવાથી ૧૯૦ થાય છે ત્યાર પછી લાખને અને લાખની સંખ્યા માંથી એક એક શૂન્ય કાઢી નાખીએ ત્યારે લાખનો આંક ૧૯ થાય છે એમ સર્વત્ર જાણવું જેમકે લઘુ હિમવંતના બે આંકને સાથે ગુણવાથી બે લાખ થયા. તેમાંથી એક શૂન્ય કાઢી નાખતા વીશ હજાર રહ્યા ૧૯ માંથી શૂન્ય કાઢી નાખીએ એટલે ૧૯ રહ્યા. પછી વીશ હજારને ઓગણીશે ભાગતાં ભાગમાં ૧૦૫૨ આવે ઉપર ૧૨ કળા વધે. એમ સર્વત્ર જાણવું ૨૬

લઘુહિમવંતના વિસ્તારનું પ્રમાણ બે ગાથામાં જણાવે છે –

બાવણ્ણહિઓ સહસ્સો, બાર કલા બાદિરાણ વિત્થારો;
મજ્ઝિમગાણ દસુત્તર–બાયાલસયા દસ કલા ય ૨૭
અબ્ભિંતરાણ દુકલા સોલસહસ્સઅડસયા સબાયાલા;
ચઉઆસીસહસ્સ દો ય દસુત્તરા દસ કલા સવ્વે ૨૮

| | |
|---|---|
| બાવન્નહિઆ—બાવન અધિક | મજ્ઝિમગાણ મધ્યના પર્વતોનો |
| કલા—કળા યોજનનો ઓગણીસમો ભાગ | દસુત્તર દસ અધિક |
| બાહિરગાણ—બહારના (પર્વતોનો) | બાયાલસયા—બેતાલીસ સો |
| અબ્ભિંતરાણ અંદરના [ પર્વતોનો ] | ચઉઆલ—ચુમ્માલીસ |
| સબાયાલા—બેતાલીસ સહિત | દુસય—બસો |

અર્થ —બહારના બે ગિરિનો વિસ્તાર એક હજાર ને બાવન યોજન ( ૧૦૫૨ ) તથા બાર કળા છે તથા મધ્યના બે ગિરિનો બેતાળીશ સો દશ ( ૪૨૧૦ ) યોજન અને દશ કળા છે ૨૭ તથા અભ્યંતરના બે ગિરિનો વિસ્તાર સોળ હજાર આઠસો બેતાળીશ ( ૧૬૮૪૨ ) યોજન અને બે કળા છે સર્વનો વિસ્તાર ચુમાળીશ હજાર બસો ને દશ ( ૪૪૨૧૦ ) યોજન અને દશ કળા છે ૨૮

વિવેચન —હિમવંત અને શિખરી એ બે બહારના પર્વતના માનથી પાછળ કહેલી રીતે ૧૦૫૨ યોજન અને ૧૨ કળા વિસ્તાર આવે છે મહાહિમવંત અને રૂકમી નામના મધ્યના બે ગિરિનો ૪૨૧૦ યોજન અને ૧૦ કળા વિસ્તાર આવે છે તથા અંદરના નિષધ અને નીલવંત નામના બે ગિરિના ૧૬૮૪૨ યોજન અને બે કળાનો વિસ્તાર આવે છે આ છએ કુળગિરિના વિસ્તારનો સરવાળો કરીએ તો ૪૪૨૧૦ યોજન અને ૧૦ કળા આવે છે (૧૯ કળાનો યોજન જાણવો ) જંબૂદ્વીપના લાખ યોજનના વિસ્તારમાંથી પર્વતોએ આટલી ભૂમિ રોકી છે ૨૭–૨૮

હિમવંત ક્ષેત્ર અને હરિવર્ષ ક્ષેત્ર એ બે ક્ષેત્રનો ચાર આંક છે તેને લાખ ગુણા કરીને ૧૯૦ વડે ભાગવાથી બીજા ક્ષેત્ર યુગલનો વિસ્તાર આવે છે તથા હરિવર્ષ ક્ષેત્ર અને રમ્યક ક્ષેત્રનો સોલનો આંક છે તેને લાખે ગુણી ૧૯ વડે ભાગવાથી ત્રીજા યુગલનો વિસ્તાર આવે છે. તથા મહાવિદેહ ક્ષેત્રનો ૬૪ નો આંક છે તેને લાખે ગુણી ૧૯ વડે ભાગવાથી મહાવિદેહનો વિસ્તાર આવે છે ૨૯

ક્ષેત્રના વિસ્તારનું પ્રમાણ બે ગાથાવડે કહે છેઃ—

પણ સયા છવ્વીસા, છચ્ચ કલા ખિત્તપઢમજુઅલમ્મિ
બીએ ઇગવીસસયા, પણુત્તરા પંચ ય કલા ય ૩૦
ચુલસીસય ઇગવીસા, ઇક્ક કલા તઇઅગે વિદેહિ પુણો
તિત્તીસસહસ છસય ચુલસીઆ તહા કલા ચઉરો ૩૧

ખિત્તપઢમજુઅલમ્મિ ક્ષેત્રના પ્રથમ યુગલમાં | તઇઅગે-ત્રીજા
ચુલસીસય-ચોરાસી સો | છસય-છસો

અર્થ —પહેલા ક્ષેત્ર યુગલના પ્રત્યેકનો વિસ્તાર પાંચસો છવીસ (૫૨૬) યોજન અને છ કળા છે બીજા ક્ષેત્રના પ્રત્યેકનો વિસ્તાર એકવીસસો પાંચ (૨૧૦૫) યોજન અને પાંચ કળા છે ૩૦ તથા ત્રીજા બે ક્ષેત્રનો પ્રત્યેકનો વિસ્તાર ચોરાશીસેં ને એકવીસ (૮૪૨૧) યોજન અને એક કળા છે તથા વળી મહાવિદેહ ક્ષેત્રનો વિસ્તાર તેત્રીસ હજાર છસેં ચોરાશી (૩૩૬૮૪) યોજન અને ચાર કળા છે ૩૧

વિવેચન —અસ્તક્ષેત્ર તથા ઐરવતક્ષેત્ર એ દરેકનો એ દરેકનો એકનો આંક છે તેને લાખે ગુણી ૧૯૦ વડે ભાગવાથી પર૬ યોજન ૬ કલાનો પ્રથમ ક્ષેત્ર યુગલનો વિસ્તાર આવે છે તથા હિમવતક્ષેત્ર અને ઐરણ્યવત ક્ષેત્રનો દરેકનો ચારનો આંક છે, તેને પણ લાખે ગુણી ૧૯૦ વડે ભાગવાથી ૨૧૦૫ યોજન ૫ કલાનો બીજા ક્ષેત્ર યુગલનો વિસ્તાર આવે છે તથા હરિવર્ષ અને રમ્યક ક્ષેત્રનો સોળનો આંક છે તેને પણ લાખે ગુણી ૧૯૦ વડે ભાગવાથી ૮૪૨૧ યોજન ૧ કલાનો ત્રીજા યુગલનો વિસ્તાર આવે છે તથા મહાવિદેહ ક્ષેત્રનો ૬૪ નો આંક છે તેને લાખે ગુણી ૧૯૦ વડે ભાગવાથી ૩૩૬૮૪ યોજન ૪ કલા પ્રમાણ મહાવિદેહનો વિસ્તાર આવે છે ૩૦—૩૧

હવે સર્વ ક્ષેત્ર તથા પર્વતોના કુલ વિસ્તારની સંખ્યા કહે છેઃ—

પણપન્નસહસ્સ સત્ત સય, ગુણણુઉઆ ણવ કલા સયલવાસા;
ગિરિખિત્તંકસમાસે, જોયણલક્ખં હવઈ પુણ્ણં ૩૨

| | |
|---|---|
| પણપન્ન-પંચાવન | ગિરિખિત્ત અંક-પર્વતો અને ક્ષેત્રના આંકનો |
| સત્તસય-સાતસો | સમાસે-સરવાળો કરતાં |
| ગુણણુઉઆ-નેવાસી | પુણ્ણં-સંપૂર્ણ |
| સયલવાસા-સર્વ ક્ષેત્રો | |

અર્થ —સર્વ ક્ષેત્રોનો વિસ્તાર પંચાવન હજાર, સાતસો ને નેવ્યાસી ( ૫૫૭૮૯ ) યોજન અને નવ કળા થાય છે તથા છએ ગિરિના અને સાતે ક્ષેત્રના અંકને ભેગા કરીએ

તે દ્રહોનાં નામ કહે છે —

અહિ પઉમપુંડરીઆ, મજ્ઝે તે ચેવ હુંતિ મહપુંવ્વા;
તેગિચ્છિકેસરીઆ, અભિંતરિઆ કમેણેસુ ૩૫

અહિ—બહાર
પઉમ—પદ્મ દ્રહ
પુંડરીઆ પુંડરીક દ્રહ
મજ્ઝે—મધ્યમાં
મહપુંવ્વ—મહાશબ્દપૂર્વક
તેગિચ્છિ—તેગિચ્છી દ્રહ
કેસરિઆ—કેસરી દ્રહ
અભિંતરિઆ—અંદરના
કમેણ—અનુક્રમે
એસુ—એ દ્રહોમાં

અર્થઃ—બાહારના બે પર્વત ઉપર અનુક્રમે પદ્મ અને પુંડરીક નામના દ્રહ છે તથા મધ્યના બે પર્વત ઉપર તે જ દ્રહો મહાશબ્દપૂર્વક તથા અભ્યંતરના બે પર્વત ઉપર તિગિચ્છી અને કેશરી નામના દ્રહો છે ૩૫

વિવેચન —હિમવંત અને શિખરી એ બે બાહેરના પર્વત છે તેમાં હિમવંત ઉપર પદ્મ દ્રહ છે અને શિખરી પર્વત ઉપર પુંડરિક દ્રહ છે આ બે દ્રહની લંબાઈ હજાર યોજનની છે અને પહોળાઇ ૫૦૦ યોજનની છે મહાહિમવંત પર્વત અને રૂકમી પર્વત એ બે મધ્યના પર્વત છે તેમાં મહાહિમવંત ઉપર મહાપદ્મ દ્રહ છે અને રૂકિમ પર્વત ઉપર મહાપુંડરીક દ્રહ છે આ બે દ્રહ ૨૦ યોજન લાંબા છે અને તેથી અર્ધા એટલે ૧ ૦૦ યોજન પહોળા છે તથા અંદરના નિષધ અને નીલવંત નામના બે પર્વતો ઉપર અનુક્રમે તેગિચ્છી અને કેસરી નામના દ્રહ છે તે બન્ને ૪ ૦૦ યોજન લાંબા અને ૨ ૦ યોજન પહોળા છે ૩૫

સિરિલચ્છી હિરિબુદ્ધી ધીકિત્તી નામિઆઉ દેવીઓ
ભવણવઇઓ પલિઓ-વમાઉ વરકમલનિલયાઉ ૩૬

| | |
|---|---|
| સિરિ શ્રીદેવી | ભવણવઇઓ ભવનપતિ નિકાયની |
| લચ્છી-લક્ષ્મી દેવી | પલિઓવમાઉ-પલ્યોપમ ના આયુષ્યવાળી |
| હિરિ હ્રી દેવી | |
| બુદ્ધી-બુદ્ધિ દેવી | વરકમલ-ઉત્તમ કમલ ઉપર |
| ધી ધી દેવી | |
| કિત્તી-કીર્તિ દેવી | નિલયાઓ-સ્થાનવાળી વસનારી |

અર્થ—તે દ્રહોમા અનુક્રમે શ્રી, લક્ષ્મી, હ્રી બુદ્ધિ ધી અને કીર્તિ નામવાળી દેવીઓ વસે છે તે સર્વે ભવન પતિનિકાયમા ઉત્પન્ન થયેલી, એક પલ્યોપમના આયુષ્યવાળી અને શ્રેષ્ઠ કમળરૂપ ઘરવાળી એટલે શ્રેષ્ઠ કમળમા વસનારી હોય છે ૩૬

વિવેચન—ઉપર કહેલા છ દ્રહોને વિષે દેવીઓ રહે છે તેમના નામ આ પ્રમાણે—પદ્મ દ્રહમા શ્રીદેવી, પુંડરીક દ્રહમા લક્ષ્મીદેવી મહાપદ્મ દ્રહમાં હ્રીદેવી, મહાપુંડરીક દ્રહમા બુદ્ધિદેવી, તેગિંછિ દ્રહમાં ધીદેવી તથા કેસરી દ્રહમા કીર્તિ નામે દેવીનો વાસ છે તે ૬ એ દેવીઓ ભુવનપતિ નિકાયની છે તેમનુ આયુષ્ય પલ્યોપમનુ હોય છે અને દ્રહમા આવેલા ઉત્તમ કમળો ઉપર આવેલા ભવનામા વસનારી છે ૩૬

કયા દ્રહમા કઇ દેવી વસે છે તે જણાવનારો યંત્ર—

| ગિરિનામ. | દ્રહનામ | તેમા વસનારી દેવીના નામ |
|---|---|---|
| હિમવંત | પદ્મ | શ્રીદેવી |
| શિખરી | પુંડરીક | લક્ષ્મીદેવી |
| મહાહિમવંત | મહાપદ્મ | હ્રીદેવી |
| રૂક્મી | મહાપુંડરીક | બુદ્ધિદેવી |
| નિષધ | તિગિંછિ | ધીદેવી |
| નીલવંત | કેશરી | કીર્તિદેવી |

તે દ્રહોમાં રહેલા કમળોનુ પ્રમાણ કહે છે—

જલુવરિ કોસદુગુચ્ચ, દહવિત્થરપણસયસવિત્થાર
બાહલ્લે વિત્થરદ્ધ, કમલ દેવીણ મૂલિલ્લ ૩૭

જલુવરિ–પાણી ઉપર
કોસદુગ–બે કોશ
ઉચ્ચ–ઉંચુ
પણસયસ–પાંચસોમા ભાગ જેટલુ
બાહલ્લે–જાડાઇ
વિત્થરદ્ધ વિસ્તારથી અર્ધ પ્રમાણ
દેવીણ દેવીઓનું
મૂલિલ્લ–મૂળ, મુખ્ય

અર્થ—શ્રી વિગેરે સર્વ દેવીઓનુ મૂળ-મુખ્ય નિવાસરૂપ કમળ જળની ઉપર બે કોશ ઉંચુ છે તથા દ્રહના વિસ્તારથી પાંચસોમે ભાગે વિસ્તારવાળુ છે તથા જાડાઇમા વિસ્તારથી અર્ધ છે ૩૭

વિવેચન—પૂર્વે કહેલ શ્રીદેવી વગેરે ૭ દેવીઓનુ મૂળ કમળ પાણી ઉપર બે કોશ ઉંચુ છે તથા જે દ્રહમા તે કમળ આવેલુ છે તે દ્રહના પાંચસોમા ભાગે તેનો વિસ્તાર છે જેમકે શ્રીદેવીનું કમળ પદ્મદ્રહમાં આવેલુ છે તે પદ્મદ્રહનો

અર્થ —તે કમળ મૂળને વિષે, કંદને વિષે અને નાળને વિષે અનુક્રમે વજ્રમય, અરિષ્ટરત્નમય અને વૈડૂર્ય રત્નમય છે એટલે કે કમળનું મૂળ વજ્રમય છે કંદ અરિષ્ટ રત્નમય છે અને નાળ વૈડૂર્ય રત્નમય છે તથા મધ્યનાં પત્ર રક્તસુવર્ણમય છે અને બહારનાં પત્ર તપાવેલા પીળા સુવર્ણમય છે તથા રક્તવર્ણવાળા કેસરા છે આ કમળ પૃથ્વીકાયમય છે વનસ્પતિકાયમય નથી એમ સમજવું ૩૮

હવે તે કમળની મધ્યે રહેલી કર્ણિકાનું તથા દેવીના ભવનનું સ્વરૂપ કહે છેઃ—

કમલદલપાયપિહુલુ-ચ્ચકણગમયકણ્ણિગોવરિ ભવણં;
અદ્ધકોસપિહુલં-ચઉદસયચાલધણુહુચ્ચં ૩૯

| | |
|---|---|
| પાય-પા ભાગ | પિહુ-પહોળું |
| પિહુલ પહોળાઇ | ચઉદસય-ચૌદસો |
| કણગમય-સુવર્ણના | ચાલ-ચાલીસ |
| કણ્ણિગોવરિ-કર્ણિકા ઉપર | ધણુહુચ્ચ-ધનુષ્ય ઉંચાઇ |

અર્થ :—કમળના વિસ્તારથી અર્ધી પહોળી અને પા ભાગની ઉંચી સુવર્ણમય કર્ણિકાની ઉપર દેવીનું ભવન હોય છે તે ભવન અર્ધ કોશ પહોળું એક કોશ લાંબુ અને ચૌદસો ને ચાળીશ ધનુષ ઉંચુ હોય છે ૩૯

વિવેચન.—કમળ ઉપર કર્ણિકા આવેલી છે અને તે કર્ણિકા ઉપર દેવીનું ભવન આવેલું છે તેનું પ્રમાણ જણાવે છે —મૂળ કમળનો જેટલો વિસ્તાર છે તેનાથી અર્ધ પ્રમાણ જેટલી પહોળી અને ચોથા ભાગ જેટલી ઉંચી તે કર્ણિકા

છે. જેમકે પદ્મદ્રહની પહોળાઇ એક યોજનની છે તો તેની કર્ણિકા ॥ યોજન પહોળી છે અને પા ભાગે એટલે ૧ યોજન પ્રમાણ ઉંચી છે એ પ્રમાણે બીજા કમળોની કર્ણિકાનુ સ્વરૂપ નીચે આપેલા યન્ત્રમાંથી જાણવુ તથા તે કર્ણિકા ઉપર ભવન આવેલુ છે અને તે બધા ભવનોનુ પ્રમાણ સરખુ છે એટલે ૦॥ કોશ પહોળુ ૧ કોશ લાંબુ અને ૧૪૪૦ ધનુષ ઉંચુ છે ૩૯

કર્ણિકાના તથા દેવીના ભવનના પ્રમાણનો યન્ત્રઃ—

| દ્રહ | કમળ વિસ્તાર યોજન | કર્ણિકા વિસ્તાર યોજન | કર્ણિકા ઉંચી યોજન | ભવન પહોળુ કોશ | ભવન લાંબુ કોશ | ભવન ઉંચુ ધનુષ |
|---|---|---|---|---|---|---|
| પદ્મદ્રહ | ૧ | ॥ | । | ॥ | ૧ | ૧૪૪ |
| પુંડરીકદ્રહ | ૧ | ॥ | । | ૦॥ | ૧ | ૧૪૪ |
| મહાપદ્મદ્રહ | | ૧ | ૦॥ | ૦॥ | ૧ | ૧૪૪ |
| મહાપુંડરીકદ્રહ | ૨ | ૧ | ૦॥ | ॥ | ૧ | ૧૪૪ |
| તિગિચ્છદ્રહ | ૪ | ૨ | ૧ | ૦॥ | ૧ | ૧૪૪ |
| કેસરીદ્રહ | ૪ | ૨ | ૧ | ॥ | ૧ | ૧૪૪ |

હવે દ્વારનુ પ્રમાણ કહે છે

પચ્છિમદિસિ વિણુ ધણુપણ-
સય ઉચ્ચ દાઇજ્જસય પિહુ પવેસ ;
દારતિગ ઇહ ભવણે મજ્ઝે દહદેવિસયણિજ્જ ૪૦

| | |
|---|---|
| વિણુ—વિના | દારતિગ—ત્રણ દ્વાર |
| અઢ્ઢાઇજ્જસય—અઢીસો ધનુષ | મજ્ઝે—મધ્યમાં |
| પિહુ—પહોળા | |
| પવેસ—પ્રવેશ | સયણિજ્જ—શયનીય, શય્યા. |

અર્થ—પશ્ચિમ દિશા વિના બાકીની ત્રણ દિશાઓમા પચાસ ધનુષ ઉંચા અને અઢી સો ધનુષ પૃથુપ્રવેશવાળા એટલે પહોળા ને પ્રવેશવાળા ત્રણ દ્વાર (દરવાજા) આ ભવનને વિષે છે તે ભવનના મધ્યમા દ્રહદેવીઓની શય્યા છે ૪૦

વિવેચન —આ ભવનોને વિષે ત્રણ ત્રણ દ્વાર છે અને તે દ્વાર પશ્ચિમ દિશા સિવાયની બાકીની પૂર્વ ઉત્તર અને દક્ષિણ એ ત્રણ દિશાઓમા આવેલા છે તે દ્વારો ૫૦૦ ધનુષ્ય અથવા ૦ ગાઉ ઉંચા છે અને ૨૫૦ ધનુષ્ય પહોળા છે તથા તે ભુવનના મધ્યમા દ્રહની દેવીની શય્યા હોય છે ૪

હવે મૂળ કમળના પરિવારનાં કમળો કહે છે—

ત મૂલકમલદ્ધપ્પ-માણુકમલાણ અટ્ઠહિઅમએણુ;
પરિક્ખિત્ત તબ્ભવણે-સુ ભૂસણાઇણિ દેવીણ ૯૧

| | |
|---|---|
| ત—તે (કમળો) | પરિક્ખિત્ત વીંટાએલુ |
| મૂલ કમલ—મૂળ કમળથી | તબ્ભવણેસુ—તેના ભવનમાં |
| અદ્ધમાણ—અર્ધ પ્રમાણવાળા | ભૂસણાઇણિ આભૂષણ વગેરે |
| અટ્ઠહિઅસએણ—એકસો આઠ | દેવીણ—દેવીઓના |

અર્થ—તે મૂળ કમળ તેનાથી અર્ધ પ્રમાણવાળા કમળોના એક સો ને આઠ વડે પરિવરેલુ છે એટલે કે તે મૂળ કમળની ફરતા તેનાથી અર્ધ પ્રમાણવાળા ૧૦૮ કમળો છે અને તેના ઉપર રહેલા ભવનોને વિષે દ્રહદેવીઓના આભૂષણ વિગેરે વસ્તુ રહેલી હોય છે ૪૧

મૂલપઉમાઉ પુવ્વિ, મહયરિયાણ ચઉણ્હ ચઉ પઉમા;
અવરાઇ સત્ત પઉમા, અણિઆહિવઇણ સત્તણ્હ ૪૨

અર્થ:—એ પ્રમાણે કમળોનો બીજો વલય જાણવો. ત્રીજા વલયને વિષે ચારે દિશાઓમાં આત્મરક્ષક દેવીઓના ચાર ચાર હજાર કમળો છે તેથી સર્વ મળીને સોળ હજાર કમળો આત્મરક્ષક દેવીઓના છે ૪૪

| | |
|---|---|
| કમળ-એ | તઇયમ્મિ-ત્રીજા વલયમાં |
| બીઅ-બીજો | સોલસ સહસ્સ-સોળ હજાર |
| પરિક્ખેવો-પરિક્ષેપ, વલય | આયર ખાણ-આત્મ રક્ષકોનાં |

અભિઓગાણ તિવલએ, દુતીસચત્તાઽડયાલલક્ખાઇ;
ઇગકોડિ વીસ લક્ખા, સહ્ઢા વીસ સય સવ્વે ૪૫

| | |
|---|---|
| અભિઓગાણ-આભિયોગિક દેવોના | ઇગકોડિ-એક ક્રોડ |
| તિવલએ-ત્રણ વલયમાં | વીસલક્ખા- વીસ લાખ |
| દુતીસ-બત્રીસ | સહ્ઢા-અર્ધ ( પચાસ હજાર ) |
| ચત્ત-ચાલીસ | |
| અડયાલ લક્ખાઇ-અડતાલીસ લાખ | વીસ સય એક સો વીસ |

અર્થ:—આભિયોગિક વિશેષ દેવોના કમળો ત્રણ વલયમાં (ચોથા, પાંચમા ને છઠ્ઠા વલયમાં) આવેલા છે તેમાં અનુક્રમે બત્રીસ લાખ, ચાલીસ લાખ અને અડતાલીસ લાખ કમળો છે આ અને ઉપરના સર્વ મળીને એક ક્રોડ વીસ લાખ, અર્ધ લાખ સહિત એટલે પચાસ હજાર, એક સો ને વીસ ૧૨૦૫૦૧૨૦ કમળો હોય છે ૪૫

સ્થાપના

| | | |
|---|---|---|
| ૧ મૂળ કમળ | | ૧ |
| ૨ આભરણના કમળ | (પહેલા વલયમાં) | ૧૦૮ |

| | |
|---|---|
| મહત્તરિયાણ-મહત્તરિકા દેવી ઓના | અવરાએ-પશ્ચિમમાં |
| ચઉક્કં-ચારનાં | અણિયાહિવઈણ-સેનાધિપતિ-ઓનાં |
| પઉમા-કમળો | સત્તણ્હ-સાતનાં |

અર્થ —બીજા વલયમાં મૂળ કમળથી પૂર્વ દિશામાં ચાર મહત્તરિકાના ચાર કમળો છે. પશ્ચિમ દિશામાં સાત અનીકાધિપતિના સાત કમળો છે. ૪૨

વાયવ્વાઇસુ તિસુ સુરિ—સામાણિયાણ ચઉસટ્ઠસ પઉમાણ;
અટ્ઠદસબારસહસ્સા, અગ્ગેઆઇસુ તિપરિસાણ ૪૩

| | |
|---|---|
| વાયવ્વાઇસુ વાયવ્યાદિક દિશા | સામાણિયસુરાણ-સામાનિક દેવોનાં |
| તિસુ ત્રણ દિશાઓમાં [ ઓમાં | અગ્ગેઆઇસુ-અગ્નિ આદિ દિશા- |
| સુરિ-દેવીના | તિપરિસાણ-ત્રણ પર્ષદાના[ ઓમાં |

અર્થ: —વાયવ્ય વિગેરે એટલે વાયવ્ય, ઉત્તર અને ઇશાન એ ત્રણ દિશાને વિષે દેવી સંબંધી સામાનિક દેવોના કુલ ચાર હજાર કમળો છે. અગ્નિ આદિક એટલે અગ્નિ, દક્ષિણ અને નૈઋત એ ત્રણ દિશામાં બાહ્ય, મધ્ય અને અભ્યંતર એ ત્રણ પર્ષદાના અનુક્રમે આઠ હજાર, દશ હજાર અને બાર હજાર કમળો છે. ૪૩

ઇઅ બીઅપરિક્ખેવો, તઇએ ચઉસુ વિ દિસાસુ દેવીણ;
ચઉ ચઉ પઉમસહસ્સા, સોલસસહસ્સાઽઽયરક્ખાણ ૪૪

| | |
|---|---|
| ઇઅ એ | તઇએ ત્રીજા વલયમાં |
| બીઅ-બીજો | સોલસસહસ્સ-સોળ હજાર |
| પરિક્ખેવો-પરિક્ષેપ વલય | આયરક્ખાણ-આત્મરક્ષકોનાં |

પ્રમાણવાળા છે તે ત્રણે દ્વારો તોરણ સહિત તથા દ્વારમાંથી નીકળતી નદીવાળાં છે ૪૮

વિવેચના—હિમવંત પર્વત ઉપર પદ્મદ્રહ અને શિખરી પર્વત ઉપર પુંડરીક દ્રહ આવેલ છે તે બન્ને દ્રહોને ત્રણ ત્રણ દ્વારો છે એક પૂર્વ દિશા તરફ, બીજુ પશ્ચિમ દિશા તરફ અને ત્રીજુ મેરૂ સન્મુખ છે આ દરેક દ્વારમાંથી એક એક નદી નીકળે છે એટલે ત્રણ ત્રણ નદીઓ છે તે દ્વારો પોત પોતાની દિશા તરફ દ્રહના પ્રમાણથી એંસીમા ભાગ પ્રમાણ છે આ બન્ને દ્રહો પૂર્વ પશ્ચિમ તરફ ૫૦૦ યોજન પહોળા છે તેને એંસીએ ભાગવાથી ૬। યોજન આવે. તેથી તે તરફનાં બન્ને દ્વારો ૬। યોજન પહોળા જાણવા. ત્રીજુ દ્વાર મેરૂ તરફ આવેલુ છે ત દિશામા દ્રહ ૧૦૦૦ યોજન લાંબુ છે તેને એંસીએ ભાગતાં ૧૨॥ યોજન આવે તેટલુ ત્રીજુ દ્વાર પહોળુ છે દરેક દ્વાર તોરણ સહિત છે ૪૯

બાકીના બાર દ્રહનાં દ્વારો કહે છે —

જામુત્તરદારદુગ, સેસેસુ દહેસુ તાણ મેરુમુહા;
સદિસિ દહાસિઅભાગા, તયદ્ધમાણા ય બાહિરિયા. ૫૦

જામુત્તર–દક્ષિણ અને ઉત્તર દિશા

દારદુગ–બે બે દ્વાર

સેસેસુ–બાકીના

દહેસુ–દ્રહોને વિષે

તાણ–તેઓમાં

મેરુમુહ મેરૂ સન્મુખ

સદિસિદહા–પોતાની દિશામાં દ્રહના

અસિઅભાગા એંસીમા ભાગે

તયદ્ધમાણા–તેનાથી અર્ધા પ્રમાણના

બાહિરિયા–બહારના

૩ અગ્રમહિષીના કમળ (ત્રીજા વલયમાં) ૪
૪ અનીકાધિપતિના કમળ ,, ૭
૫ સામાનિકના કમળ ,, ૪૦૦
૬ અભ્યંતર પર્ષદાના કમળ ,, ૮
૭ મધ્ય પર્ષદાના કમળ ,, ૧૦
૮ બાહ્ય પર્ષદાના કમળ ,, ૧૨ ૦
૯ આત્મરક્ષકના કમળ (ચોથા વલયમાં) ૧૬
૧૦ બીજા વલયમાં આભિયોગિકના કમળ ૩૨૦૦ ૦૦
૧૧ પાંચમા વલયમાં આભિયોગિકના કમળ ૪
૧૨ છઠ્ઠા વલયમાં આભિયોગિકના કમળ ૪૮ ૦

કુલ કમળ—૧૨ ૫૦૧૨

હવે તે દ્રહોના દ્વારો કહે છે—

પુવ્વાવરમેરુમુહ, દુસુ દારતિગ પિ સદિસિ દહમાણુ
અસિઇભાગપમાણુ સતોરણુ ણિગ્ગયણઇઓ ૪૬

| | |
|---|---|
| પુવ્વાવર–પૂર્વ અને પશ્ચિમ | દહમાણુ–દ્રહના પ્રમાણથી |
| મેરુમુહ–મેરુ સન્મુખ | અસિઇભાગ–એંશીમા ભાગે |
| દુસુ–બે (સરોવર)માં | સતોરણુ–તોરણ સહિત |
| દારતિગ પિ–ત્રણે દ્વારો પણ | ણિગ્ગય–નીકળી |
| સદિસિ–પોતપોતાની દિશાના | ણઇઓ–નદીઓ |

અર્થ —બે દ્રહને વિષે પૂર્વ દિશામાં પશ્ચિમ દિશામાં તથા મેરુ પર્વતની સન્મુખ એમ ત્રણ દ્વાર છે તે ત્રણ દ્વારો પણ પોતાની દિશાના દ્રહના પ્રમાણથી એંશીમા ભાગના

દ્રહના આદિની પહોળાઈનો યંત્રઃ—

| દ્રહનું નામ | ક્યા પર્વત ઉપર | દ્રહની લંબાઈ યોજન | દ્રહની પહોળાઈ યોજન | કેટલા દ્વાર | પૂર્વના દ્વારનો વિસ્તાર યોજન | પશ્ચિમના દ્વારનો વિસ્તાર | ઉત્તરના દ્વારનો વિસ્તાર | દક્ષિણના દ્વારનો વિસ્તાર |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ પદ્મદ્રહ | હિમવંત | ૧ ૦ | ૫ | ૩ | ૬। યોજન | ૬। યોજન | ૧૨॥ યો | |
| ૨ પુંડરીકદ્રહ | શિખરી | ૧ ૦ | ૫ | ૩ | ૬। યોજન | ૬। યોજન | | ૧૨॥ યો |
| ૩ મહાપદ્મદ્રહ | મહાહિમવંત | ૨ ૦ | ૧ | ૨ | | | ૨૫ યો | ૧૨॥ યો |
| ૪ મહાપુંડરીકદ્રહ | રૂક્મી | ૨ ૦ | ૧ | ૨ | | | ૧૨॥ યો | ૨૫ યો |
| ૫ તિગિચ્છદ્રહ | નિષધ | ૪ ૦ | ૨ | ૨ | | | ૫ યો | ૨૫ યો |
| ૬ કેસરીદ્રહ | નીલવંત | ૪ ૦ | ૨ | ૨ | | | ૨૫ યો | ૫ યો |

અર્થ—ખાઈના દ્રહોને વિષે દક્ષિણ અને ઉત્તર દિશાએ એમ બે દ્વાર છે તેમાં મેરૂ તરફના મુખવાળું દ્વાર દ્રહના મધ્યમા ભાગ જેટલું અને બાહેરનું (બીજી તરફનું) તેનાથી અર્ધ પ્રમાણવાળું છે ૪૭

વિવેચન.—ખાઈના ચાર દ્રહો આ પ્રમાણે—પદ્મ હિમવત ઉપર ૧ મહાપદ્મ નામે, રૂકમી પર્વત ઉપર ૨ મહાપુંડરિક નામે, નિષેધ પર્વત ઉપર ૩ તિગિચ્છી નામે અને નીલવત પર્વત ઉપર ૪ કેસરી નામે દ્રહ આવેલ છે આ ચારે દ્રહને એક દક્ષિણમા અને બીજુ ઉત્તરમાં એમ બે બે દ્વારો છે તેમાંનું જે દ્વાર મેરૂ સન્મુખ છે તે દ્રહના વિસ્તારના મધ્યમા ભાગ જેટલું છે અને બીજી તરફનું દ્વાર તેનાથી અર્ધ પ્રમાણવાળું છે આથી મહાપદ્મ દ્રહનું અને મહાપુંડરીક દ્રહનું મેરૂ તરફનું દ્વાર ૨૫ યોજન પહોળુ છે અને બીજી તરફનું દ્વાર ૧૨॥ યોજન પહોળુ છે તિગિચ્છી દ્રહનું અને કેસરી દ્રહનું મેરૂ તરફનું દ્વાર ૫ યોજન પહોળુ અને બીજી તરફનું ૨૫ યોજન પહોળુ છે (આ માટે નીચે આપેલ યન્ત્ર જુઓ) ૪૭

ગંતુ—જઈને
સ્વિગ—પોતાના નામવાળા
આવત્તણકૂડાઓ—આવર્તન કૂટથી
અભિમુહ—સામે તરફ
વલઇ—વળે છે
પવડઇ—પડે છે
મગરમુહ—મગરના મુખની
ઉવમ—ઉપમા, સરખી
વઇરામય—વજ્રમય
જિબ્ભિયાએ—જીભિકા વડે
તેવીસહિ—ત્રેવીસ
સાહિય—સાધિક
તિકલાહિ—ત્રણ કળા
સિહરાઓ—શિખર ઉપરથી
વઇરતલે—વજ્રના તળીયાવાળા
નિવાયકુંડે—નિપાત કુંડમાં
મુત્તાવલિસમ—મોતીના હાર સમાન
પવાહેણ—પ્રવાહનો

**અર્થ**—તે ચારે નદીઓ પાંચસો યોજન જઈને નિજઆવર્તન કૂટથી બાહ્ય સન્મુખ વળે છે પછી પાંચસો ત્રેવીસ યોજન અને સાધિક ત્રણ કળા સુધી શિખર (પર્વત) ઉપર ચાલીને મગરના મુખ સરખી વજ્રમય જીભી વડે વજ્રમય તળીયાવાળા પોતાના નિપાત કુંડમાં મોતીના હાર સરખા પ્રવાહ વડે પડે છે ૪૯—૫૦

**વિવેચન**—આ ચાર નદીઓ દ્રહના દ્વારથી પર્વતના શિખર ઉપર દ્વારની સન્મુખ એટલે પૂર્વ અને પશ્ચિમ દિશા તરફ પાંચસો યોજન જઈને પછી પોતાના નામવાળા આવર્તન કૂટથી એટલે ગંગાવર્તન કૂટ, સિંધ્વાવર્તન કૂટ રક્તાવર્તન કૂટ અને રક્તવત્યાવર્તન કૂટથી બાહ્ય એટલે ભરત અને ઐરવત ક્ષેત્રની સન્મુખ વળે છે જેમ પદ્મ દ્રહના પૂર્વ દ્વારમાંથી નીકળેલી ગંગા નદી ૬। યોજનના વિસ્તારે હિમવંત પર્વત ઉપર પૂર્વ દિશા તરફ ૫ યોજન ચાલે છે ત્યાં નિજઆવર્તનકૂટ આવેલ છે એટલે ગંગાવર્તન કૂટ આગળ આવેલી તે નદી બાહેર તરફ એટલે દક્ષિણમાં આવેલ ભરત ક્ષેત્ર તરફ વળે છે એ પ્રમાણે બીજી ત્રણ નદીઓમાં પણ સમજવું તે વખતે

તે દ્રહોમાંથી નીકળતી નદીઓના નામ કહે છે—

ગંગા સિંધૂ રત્તા, રત્તવઇ બાહિર મુઈયઉક્ક;
બહિદ્દહપુવ્વાવરઇ-રવિત્થર વહઇ ગિરિસિહરે ૪૮

| | |
|---|---|
| ગંગા—ગંગા નદી | બહિદ્દહ—બહારના દ્રહના |
| સિંધુ-સિંધુ નદી | દારવિત્થર-દ્વારના વિસ્તાર પ્રમાણે |
| રત્તા—રક્તા નદી | વહઈ—વહે છે |
| રત્તવઇ રક્તવતી નદી | |
| ચઉ નઈઓ—ચાર નદી | ગિરિસિહરે—પર્વતના ઉપર |

અર્થ—ભરતક્ષેત્રમાં ગંગા નદી અને સિંધુ નદી છે, તથા ઐરવતક્ષેત્રમાં રક્તા અને રક્તવતી નદીઓ છે. આ ચાર નદીઓ બાહ્ય દ્રહોમાં છે તે ચારે નદીઓ બાહ્ય દ્રહના એટલે પદ્મ અને પુંડરીક એ બે દ્રહના પૂર્વ અને પશ્ચિમ દ્વાર એટલા વિસ્તારવાળી એટલે સવા છ યોજન વિસ્તારવાળી નીકળે છે પછી હિમવંત અને શિખરી એ બે પર્વત ઉપર પણ તે તે દિશા તરફ તેટલા જ વિસ્તારે વહે છે ૪૮

બે ગાથામાં તે ચાર નદીઓની ગતિ કહે છે—

પંચ સય ગંતુ દિગ્ગયા—વત્તકુંડાઉ બહિમુહ વલઈ,
પણસયતેવીસેહિં, સાહિઅતિકલાહિં સિહરાઓ ૪૯

જિવ્ભિય મગરમુહોવમ-વયરામયજિબ્ભિઆઇ વયરતલે;
નિઅગે નિવાયકુંડે, મુત્તાવલિસમપ્પવાહેણ. ૫

આકારવાળી પરનાળવડે કરીને વજ્રમય તળીયાવાળા પોતાના એટલે તે નદીના નામવાળા નિપાત કુંડમાં મોતીના હારની જેવા પ્રવાહે કરીને પડે છે ૧ ગંગાનિપાત કુંડ, ૨ સિંધુ નિપાત કુંડ, ૩ રક્તાનિપાત કુંડ અને ૪ રક્તવતી નિપાત કુંડ એ નામના અનુક્રમે ચાર નદીઓના ચાર નિપાત કુંડ જાણવા. ૪૯—૫૦

હવે તે જીભીઓનું પ્રમાણ કહે છે —

દહદારવિત્થરાઓ, વિત્થરપણાસભાગજઢ્ઢાઓ;
જડ્ડત્તાઓ ચઉગુણ–દીહાઓ સવ્વજિબ્ભીઓ. ૫૧

| | |
|---|---|
| જડ્ડાઓ–જાડી | જડ્ડત્તાઓ–જાડાઈથી |
| સવ્વજિબ્ભીઓ–સર્વ જીભીઓ | દીહાઓ–લાંબી |

અર્થ—સર્વે જીભીઓ દ્રહના દ્વારના વિસ્તાર જેટલા વિસ્તારવાળી વિસ્તારના પચાસમે ભાગે જાડી તથા જાડપણાથી ચાર ગુણી લાંબી હોય છે ૫૧

વિવેચન—આ નદીઓની જીભીઓ તે તે નદીના દ્રહના દ્વાર જેટલા વિસ્તારવાળી છે જેમકે ગંગા નદી પદ્મ દ્રહમાંથી નીકળે છે તેનું દ્વાર ૬। યોજન પહોળું છે તો ગંગા નદીની જીભી પણ ૬। યોજન પહોળી છે વિસ્તારના પચાસમા ભાગ જેટલી તે જીભીઓની જાડાઈ જાણવી. ૬। ને પચાસે ભાગવા માટે તેના આઉ કર્યા ત્યારે ૨૫ આઉ આવ્યા તેને પચાસે ભાગવાથી ॥ આઉની જાડાઈ આવે. અને જાડાઈને ચાર ગુણા કરવાથી બે ગાઉની લંબાઈ જાણવી. આ પ્રમાણે ગંગા નદીની જીભીનું પ્રમાણ જાણવું બીજી નદીઓની જીભીનું પ્રમાણ પણ આ રીતે આવે છે. તે નીચેના યંત્ર ઉપરથી સમજવું ૫૧

પર્વતના મધ્ય ભાગથી બહાર આવતાં તે નદીઓ પર્વતના શિખર ઉપર પાંચ સો ત્રેવીશ યોજન અને કાંઈક અધિક ત્રણ કળા જેટલું ચાલે છે આ પ્રમાણ થી રીતે આવે તે કહે છે–હિમવત અને શિખરી પર્વતનો વિસ્તાર એક હજાર બાવન યોજન અને બાર કળા છે તેમાંથી નદીનો વિસ્તાર સવા છ યોજન બાદ કરીએ ત્યારે બાકી એક હજાર છે તાલીસ યોજન અને સવા સાત કળા રહે. તેનું અર્ધ કરીએ ત્યારે પાંચ સો ત્રેવીસ યોજન અને સાડીત્રણ કળાથી કાંઈક અધિક એટલું પ્રમાણ આવે છે.

પર્વતનો વિસ્તાર યોજન ૧૦૫૨–૧૨ કળા તેમાંથી
નદીનો વિસ્તાર યોજન ૬–૪॥ કળા બાદ કર્યા

બાકી યોજન ૧૦૪૬–૭ કળા રહે તેનું
અર્ધ કરવા માટે ૨ વડે ભાગવાથી

૨) ૧ ૪૬–૭ (૫૨૩ યોજન
૧
—
૪
૪
—
૬
૬
—
૭ (૩॥ કળા સાધિક
૬
—
૧

ઉપર પ્રમાણે ૫૨૩ યોજન ૩॥ કળા એટલું ગંગાજી ચાલે મગર ના મુખની ઉપમાવાળી એટલે મગરના મુખ જેવા આકારવાળી વજ્રમય જીભીવડે કરીને એટલે જીભીના

આયામવાળી પરનાળવડે કરીને વજ્રમય તળીઆવાળા પોતાના એટલે તે નદીના નામવાળા નિપાત કુંડમાં મોતીના હારની જેવા પ્રવાહે કરીને પડે છે ૧ ગંગાનિપાત કુંડ, ૨ સિંધુ નિપાત કુંડ, ૩ રક્તાનિપાત કુંડ અને ૪ રક્તવતી નિપાત કુંડ એ નામના અનુક્રમે ચાર નદીઓના ચાર નિપાત કુંડ જાણવા. ૪૯–૫૦

હવે તે જીભીઓનું પ્રમાણ કહે છે—

દહદારવિત્થરાઓ, વિત્થરપણગ્ગામભાગજઙ્ગાઓ।
જઙ્ગત્તાઓ ચઉગુણ–દીહાઓ સવ્વજિબ્ભીઓ. ૫૧

જઙ્ગાઓ–જાડી | જઙ્ગત્તાઓ–જાડાઈ
સવ્વજિબ્ભીઓ–સર્વ જીભીઓ | દીહાઓ–લાંબી

અર્થ—સર્વે જીભીઓ દ્રહના દ્વારના વિસ્તાર જેટલા વિસ્તારવાળી વિસ્તારના પચાસમે ભાગે જાડી તથા જાડપણાથી ચાર ગુણી લાંબી હોય છે ૫૧

વિવેચન—આ નદીઓની જીભીઓ તે તે નદીના દ્રહના દ્વાર જેટલા વિસ્તારવાળી છે જેમકે ગંગા નદી પદ્મ દ્રહમાંથી નીકળે છે તેનું દ્વાર ૬ા યોજન પહોળુ છે તો ગંગા નદીની જીભી પણ ૬ા યોજન પહોળી છે વિસ્તારના પચાસમા ભાગ જેટલી તે જીભીઓની જાડાઈ જાણવી. ૬ા ને પચાસે ભાગવા માટે તેના ભાગ કર્યા ત્યારે ૨૫ આઠ આવ્યા તેને પચાસે ભાગવાથી ાા આઠની જાડાઈ આવે. અને જાડાઈને ચાર ગુણા કરવાથી બે આઠની લંબાઈ જાણવી. આ પ્રમાણે ગંગા નદીની જીભીનું પ્રમાણ જાણવું બીજી નદીઓની જીભીનું પ્રમાણ પણ આ રીતે જ આવે છે. તે નીચેના યંત્ર ઉપરથી સમજવું ૫૧

## નદીની ઉર્મીઓના પ્રમાણનો ક્રમ —

| નદીનું નામ | ક્યા ક્ષેત્રની | [illegible] વિસ્તાર | ઉર્મીનો વિસ્તાર | ઉર્મીની જાડાઈ | ઉર્મીની ઘટાવ |
|---|---|---|---|---|---|
| ૧ ગંગા | ભરત | ૬। યોજન | ૬। યોજન | ॥ ગાઉ | ॥ યોજન |
| ૨ સિંધુ | ભરત | ૬। યોજન | ૬। યોજન | ॥ ગાઉ | ॥ યોજન |
| ૩ રક્તા | ઐરવત | ૬। યોજન | ૬। યોજન | ॥ ગાઉ | ॥ યોજન |
| ૪ રક્તવતી | ઐરવત | ૬। યોજન | ૬। યોજન | ॥ ગાઉ | ॥ યોજન |
| ૫ રોહિતા | હૈમવત | ૧૨॥ યો | ૧૨॥ યો | ૧ ગાઉ | ૧ યોજન |
| ૬ રોહિતાંશા | હૈમવત | ૧૨॥ યો | ૧૨॥ યો | ૧ ગાઉ | ૧ યોજન |
| ૭ રૂપ્યકૂલા | હૈરણ્યવત | ૧૨॥ યો | ૧૨॥ યો | ૧ ગાઉ | ૧ યોજન |
| ૮ સુવર્ણકૂલા | હૈરણ્યવત | ૧૨॥ યો | ૧૨॥ યો | ૧ ગાઉ | ૧ યોજન |
| ૯ હરિકાંતા | હરિવર્ષ | ૨૫ યો | ૨૫ યો | ૨ ગાઉ | ૨ યોજન |
| ૧૦ હરિસલિલા | હરિવર્ષ | ૨૫ યો | ૨૫ યો | ૨ ગાઉ | ૨ યોજન |
| ૧૧ નરકાંતા | રમ્યક | ૨૫ યો | ૨૫ યો | ૨ ગાઉ | ૨ યોજન |
| ૧૨ નારીકાંતા | રમ્યક | ૨૫ યો | ૨૫ યો | ૨ ગાઉ | ૨ યોજન |
| ૧૩ સીતા | મહાવિદેહ | ૫ યો | ૫ યો | ૪ ગાઉ | ૪ યોજન |
| ૧૪ સીતોદા | મહાવિદેહ | ૫ યો | ૫ યો | ૪ ગાઉ | ૪ યોજન |

હવે કુંડને વિષે રહેલા દ્વીપનું પ્રમાણ કહે છે—

કુંડ તો અડજોઅણુ-પિહુલો જલઉવરિ કોસદુગમુચ્ચો;
વેઈજુઓ ણઈદેવી-દીવો દહદેવિસમભવણો. ૫૭

કુંડતો-કુંડની અંદર
અડજોયણ-આઠ યોજન
પિહુલો-પહોળો
વેઈજુત્તો-વેદિકા સહિત
ણઈદેવી-નદીની દેવીનો
ભવણો-ભવનવાળો

અર્થ:—કુંડના મધ્યમાં આઠ યોજન પહોળો અને જળની ઉપર બે કોસ ઉંચો તથા વેદિકા યુક્ત નદીદેવીનો દ્વીપ એટલે ગંગાદેવી દ્વીપ વિગેરે છે તેને વિષે દ્રહદેવીના ભવન સરખા ભવન છે ૫૭

વિવેચન:—આ ગંગા નદીના નિપાત કુંડની વચ્ચે ગંગા દ્વીપ આવેલો છે તે આઠ યોજન પહોળો છે પાણી ઉપર બે ગાઉ ઉંચો છે તથા વેદિકાવાળો છે આ દ્વીપને વિષે ભવન આવેલ છે તે ભવનનું પ્રમાણ દ્રહની દેવીના ભવન જેટલું છે એટલે ના ગાઉ પહોળું ૧ ગાઉ લાંબુ અને ૧૪૪ ધનુષ ઉંચું છે આ પ્રમાણે બીજા કુંડોની વચમા પણ દ્વીપ આવેલા છે તેમનું પ્રમાણ વગેરે ૫૭ ઉપરથી જાણવું ૫૭

હવે પ્રપાત કુંડનું સ્વરૂપ કહે છે—

એઅણુસટ્ઠિપિહુત્તા, સવાયછપ્પિહુલવેઇતિદુવારા;
એએ ઠસુંડ કુંડા, એવ અણ્ણેવિ ણવર તે. ૫૮

સટ્ઠિ-સાઠ
પિહુત્તા-પહોળાઈ
સવાયછ-સવા છ
દુવારા દા
એએ-એ કુંડ
ઠસુંડ-દ્દ યોજન ઉંચા
એવ-એ પ્રમાણે
અણ્ણેવિ-બીજા પણ
ણવર તે-પરંતુ તે કુંડ

અર્થઃ—સાઠ યોજન પહોળા, તથા સવાછ યોજન પહોળા વેદિકાના ત્રણ દ્વારવાળા આ કુંડ દશ યોજન ઉંડા છે એ જ પ્રમાણે બીજા પણ કુંડ છે. પરંતુ તેમાં વિશેષ છે તે (આગળની ગાથામાં) કહે છે ૫૩

વિવેચન —ગંગા, સિંધુ રક્તા અને રક્તવતી એ ચાર નદીઓના ચાર પ્રપાત કુંડ ૬૦ યોજન પહોળા છે આ કુંડોને ફરતી વેદિકા છે અને તે વેદિકાને વિષે ત્રણ ત્રણ દ્વારો છે તે દ્વારો ૬ાા યોજન પહોળા છે દરેક કુંડની ઉંડાઈ ૧૦ યોજનની છે આ પ્રમાણે બીજા પ્રપાત કુંડો છે તેમની વિશેષતા આગળ જણાવે છે ૫૩

એસિં વિત્થારતિગ પડુચ્ચ સમદુગુણચઉગુણટ્ઠગુણા।
ચઉસટ્ઠિસોલચઉદો, કુંડા સવ્વે વિ ઇહ ણવઈ ૫૪

એસિં—એઓના
વિત્થારતિગ—ત્રણ વિસ્તારને
પડુચ્ચ—આશ્રીને
સમ—સરખા
સવ્વે વિ—સર્વે પણ
ઇહ—અહીં (જંબૂદ્વીપમાં)
ણવઈ—નેવુ

અર્થ—આ (પૂર્વે કહેલા) કુંડોના ત્રણ પ્રકારના વિસ્તારને આશ્રીને ચોસઠ, સોળ, ચાર અને બે કુંડો અનુક્રમે સરખા બમણા ચાર ગુણા અને આઠ ગુણા છે આ જંબૂદ્વીપમાં સર્વ મળીને નેવુ કુંડો છે ૫૪

વિવેચનઃ—મહાવિદેહની બત્રીસ વિજયોમાં દરેક વિજયમાં બે બે નદીઓ હોવાથી ૬૪ નદીઓના ચોસઠ કુંડો છે તે કુંડોના વિસ્તાર ગંગાના પ્રપાત કુંડ સરખો છે

એટલે કે તે ચોસઠ કુંડો સાઠ યોજન પહોળા છે તેમાં આવેલા દ્વીપો આઠ યોજન પહોળા છે અને વેદિકાના દ્વારો સવાછ યોજન પહોળા છે હેમવત ક્ષેત્રની બે નદીઓ અને ઐરણ્યવત ક્ષેત્રની બે નદીઓ અને બાર અંતર નદીઓના મળીને જે સોળ કુંડો છે તેમનો વિસ્તાર તેથી બમણો છે એટલે સાઠ યોજનને બમણા કરવાથી એક સો ને વીસ યોજન છે તેમના દ્વીપનો વિસ્તાર આઠને બમણા કરવાથી સોળ યોજન છે અને વેદિકાના દ્વારનો વિસ્તાર સવા છને બમણા કરવાથી સાડાબાર યોજન છે તથા હરિવર્ષ ક્ષેત્રની બે નદી અને રમ્યક ક્ષેત્રની બે નદીના ચાર પ્રપાત કુંડો છે, તેમનો વિસ્તાર ચાર ગુણો છે તેથી સાઠને ચાર ગુણા કરતા બસો ને ચાળીશ યોજન કુંડનો વિસ્તાર છે દ્વીપનો વિસ્તાર આઠને ચાર ગુણા કરવાથી બત્રીશ યોજન છે અને વેદિકાના દ્વારનો વિસ્તાર સવા છને ચાર ગુણા કરવાથી પચીશ યોજન છે મહાવિદેહમા બે નદીઓ છે તેના બે પ્રપાત કુંડનો વિસ્તાર આઠગુણો હોવાથી સાઠને આઠે ગુણતા ચારસો ને એંશી યોજન છે, દ્વીપનો વિસ્તાર આઠને આઠ ગુણા કરવાથી ચોસઠ યોજન છે અને વેદિકાના દ્વારનો વિસ્તાર સવા છને આઠ ગુણા કરવાથી પચાસ યોજન છે એ પ્રમાણે બધા મળીને અહીં કુલ ૯૦ કુંડો છે પરંતુ તેમાંના બત્રીસ વિજયની ૬૪ નદીઓના ૬૪ કુંડો તથા ૧૨ અંતર નદીઓના ૧૨ કુંડો મળી ૭૬ કુંડો પ્રપાત કુંડો નથી. કારણ કે તે કુંડોમા નદીઓ પડતી નથી પરંતુ તે કુંડોમાંથી જ તે નદીઓ નીકળે છે માટે બાકી રહેલા ૧૪ કુંડો જ પ્રપાત કુંડો જાણવા. ૫૪

હવે એ બાહ્યમાં એ ચાર બાહ્ય નદીઓની ગતિ કહે છે —

એઅ ચ ચુઇચઉક્ક, કુંડાઓ બહિદુવારપરિવૂઢ;
સગસહસ્સચુઇસમેઅ, વેઅડ્ઢગિરિંપિ ભિંદેઇ ૫૫
તત્તો બાહિરખિત્ત-દ્ધમજ્ઝઓ, વલઇ પુવ્વઅવરમુહ;
ચુઇસત્તસહસ્સસહિઅ, જગઇતલેણ ઉદહિમેઇ ૫૬

| | |
|---|---|
| ચુઇ ચઉક્ક—ચાર નદીઓ | સમેઅ—સહિત |
| બહિદુવાર—બાહ્ય દ્વારથી | વેઅડ્ઢગિરિંપિ—વૈતાઢ્ય પર્વતને પણ |
| પરિવૂઢ—વીંટેલી | ભિંદેઇ—ભેદે છે |
| તત્તો—ત્યાર પછી | સહિઅ—સહિત |
| ખિત્તદ્ધ—ક્ષેત્રાર્ધ | જગઇતલેણ—જગતી નીચે થઈને |
| મજ્ઝઓ—મધ્યમાં થઈને | ઉદહિં—સમુદ્રમાં |
| અવરમુહ—પશ્ચિમ સન્મુખ | એઇ—જાય છે |

અર્થ —અને આ ચાર નદીઓ નિપાત કુંડના બાહ્ય દ્વારથી નીકળીને સાત હજાર નદીઓના પરીવાર સાથે વૈતાઢ્ય પર્વતને પણ ભેદે છે ત્યાર પછી બાહ્ય ક્ષેત્રના અર્ધના મધ્યભાગથી પૂર્વ અને પશ્ચિમ દિશા તરફ વળે છે. ત્યાર પછી તેઓ બીજી સાત હજાર નદીઓના પરિવાર સાથે જગતીના તળીયાને ભેદીને સમુદ્રમાં જાય છે ૫૫–૫૬

વિવેચન —અને આ ગંગા સિંધુ, રક્તા અને રક્તવતી પોતપોતાના નિપાત કુંડના બાહ્ય દ્વારથી એટલે ગંગા અને સિંધુ દક્ષિણ દ્વારથી અને રક્તા અને રક્તવતી પોતાના નિપાત કુંડના ઉત્તર દ્વારથી

નીકળે છે ગંગા અને સિંધુ ભરત ક્ષેત્રમાં દક્ષિણ તરફ અને રક્તા અને રક્તવતી ઐરવત ક્ષેત્રમાં ઉત્તર તરફ આગળ વધે છે તેમને રસ્તામાં વૈતાઢ્ય પર્વત સુધીમાં સાત હજાર નદીઓ મળે છે એમ સાત હજાર નદીઓના પરિવારવાળી થઈને તે વૈતાઢ્ય પર્વતને પણ ભેદે છે ત્યાર પછી ભરત-ક્ષેત્રના એટલે ભરત અને ઐરવત ક્ષેત્રના અર્ધના મધ્યભાગથી પૂર્વ અને પશ્ચિમ દિશાની સન્મુખ વળે છે એટલે કે ભરતક્ષેત્રમાં ગંગા નદી પૂર્વ દિશાએ સમુદ્ર તરફ જાય છે અને સિંધુ નદી પશ્ચિમ દિશાએ સમુદ્ર તરફ જાય છે તથા ઐરવત ક્ષેત્રમાં રક્તા નદી પૂર્વ દિશાએ અને રક્તવતી પશ્ચિમ દિશાએ સમુદ્ર તરફ જાય છે આ નદીઓ વૈતાઢ્ય પર્વતને ભેદીને બહાર નીકળ્યા પછી પણ બીજી સાત હજાર નદીઓ તેમને મળે છે સર્વ મળી ચૌદ હજાર નદીઓના પરિવારવાળી તે ચાર નદીઓ જગતીના તળને ભેદીને લવણ સમુદ્રમાં જાય છે—સમુદ્રને મળે છે ૫૫–૫૬

તે નદીઓનો વિસ્તાર તથા ઊંડાઈ કહે છે—

પુરિ કુંડદુવારસમા, પજ્જંતે દસગુણા ય પિહુલત્તે,
સવ્વત્થ મહાણઈઓ, વિત્થરપણ્ણાસભાગુ ડા ૫૭

| | |
|---|---|
| પુરિ-આરંભમાં, દ્વારના | સવ્વત્થ-સર્વત્ર, બધે સ્થળે |
| પજ્જંતે-અન્તે અંતે | મહાણઈઓ-મોટી નદીઓ |

અર્થ—મોટી નદીઓ શરૂઆતમાં કુંડના દ્વાર જેટલી પહોળી અને અંતે દશ ગુણી પહોળી હોય છે તથા સર્વ સ્થળે વિસ્તારના પચાસમા ભાગ જેટલી ઊંડી હોય છે ૫૭



હિમવંત તથા શિખરી પર્વત ઉપર આવેલા પદ્મદ્રહ તથા
પુંડરીકદ્રહના મધ્ય દ્વારમાંથી નીકળતી નદીઓ.
પૃ. ૫૪ ગા. ૪૮



મહાહિમવંત વગેરે પર્વતો ઉપર આવેલ મહાપદ્મ આદિ
દ્રહના બે દ્વારમાંથી નીકળતી નદીઓ. પૃ ૬૪ ગા. ૫૫ ૫૬

નીકળે છે. ગંગા અને સિંધુ ભરત ક્ષેત્રમાં દક્ષિણ તરફ અને રક્તા અને રક્તવતી ઐરવત ક્ષેત્રમાં ઉત્તર તરફ આગળ વધે છે. તેમને રસ્તામાં વૈતાઢ્ય પર્વત સુધીમાં સાત હજાર નદીઓ મળે છે. એમ સાત હજાર નદીઓના પરિવારવાળી બનીને તે વૈતાઢ્ય પર્વતને પણ ભેદે છે. ત્યાર પછી આગ-ક્ષેત્રના એટલે ભરત અને ઐરવત ક્ષેત્રના અર્ધના મધ્યમાં થઈ પૂર્વ અને પશ્ચિમ દિશાની સન્મુખ વળે છે. એટલે કે ભરતક્ષેત્રમાં ગંગા નદી પૂર્વ દિશાએ સમુદ્ર તરફ જાય છે અને સિંધુ નદી પશ્ચિમ દિશાએ સમુદ્ર તરફ જાય છે. તથા ઐરવત ક્ષેત્રમાં રક્તા નદી પૂર્વ દિશાએ અને રક્તવતી પશ્ચિમ દિશાએ સમુદ્ર તરફ જાય છે. આ નદીઓ વૈતાઢ્ય પર્વતને ભેદીને બહાર નીકળ્યા પછી પણ બીજી સાત હજાર નદીઓ તેમને મળે છે. સર્વ મળી ચૌદ હજાર નદીઓના પરિવારવાળી તે ચાર નદીઓ જગતીના તળને ભેદીને લવણ સમુદ્રમાં જાય છે—સમુદ્રને મળે છે. ૫૫-૫૬

હવે નદીઓનો વિસ્તાર તથા ઊંડાઈ કહે છે—

ધુરિ કુંડદુવારસમા, પજ્જંતે દસગુણા ય પિહુત્તે;
સવ્વત્થ મહાણઈઓ, વિત્થરપણ્ણાસભાગુંડા. ૫૭

| | |
|---|---|
| ધુરિ-પ્રારંભમાં, શરૂઆતમાં | સવ્વત્થ-સર્વ સ્થાને |
| પજ્જંતે-અંતે | મહાણઈઓ-મોટી નદીઓ |

અર્થ—મહા નદીઓ શરૂઆતમાં કુંડના દ્વાર જેટલી પહોળી અને અંતે દશ ગુણી પહોળી હોય છે. તથા સર્વ સ્થળે વિસ્તારના પચાસમા ભાગ જેટલી ઊંડી હોય છે. ૫૭

વિવેચનઃ—ગંગા સીંધુ વગેરે મોટી નદીઓ પ્રથમ નીકળતાં તે જે કુંડમાંથી નીકળે છે તે કુંડના દ્વાર જેટલા વિસ્તારવાળી હોય છે અને છેક (જ્યાં સમુદ્રને મળે ત્યાં) વિસ્તારમાં દશ ગુણી થાય છે જેમકે ભરત અને ઐરવતની ગંગા સિન્ધુ રક્તા અને રક્તવતી એ ચાર નદીઓનો કુંડના દ્વાર પાસે સવા છ યોજનનો વિસ્તાર છે, તે છેવટે સમુદ્રને મળે ત્યારે દશ ગુણો વિસ્તાર થવાથી સવા છને દશે ગુણતાં સાડીબાસઠ યોજનનો વિસ્તાર થાય છે. તે જ રીતે બત્રીશ વિજયોની ચોસઠ નદીઓનો પણ આટલો જ આદિ અને અંતનો વિસ્તાર જાણવો. તથા હેમવંત અને ઐરણ્યવંત ક્ષેત્રની ચાર નદીઓ અને મહાવિદેહ ક્ષેત્રમાં આવેલી બાર અંતરનદી મળી કુલ સોળ નદીઓનો આદિ વિસ્તાર સાડાબાર યોજન અને છેક દશ ગુણો કરવાથી એક સો ને પચીશ યોજન થાય છે તથા હરિવર્ષ અને રમ્યક ક્ષેત્રમાં ચાર નદીઓ છે, તેનો વિસ્તાર આદિમાં પચીશ યોજન છે તેને દશ ગુણો કરતાં બસો પચાસ યોજનનો અંતે વિસ્તાર છે મહાવિદેહ ક્ષેત્રની બે નદીઓનો આદિ વિસ્તાર પચાસ યોજન છે, તેને દશે ગુણતાં છેડે પાંચસો યોજનનો વિસ્તાર થાય છે સર્વે મોટી નદીઓ સર્વત્ર વિસ્તારથી પચાસમે ભાગે ઉંડી હોય છે જેમ ગંગા સિંધુનો વિસ્તાર આદિમાં સવાછ યોજન છે તેને પચાસે ભાગતાં ત્યાં અર્ધ કોશ ઉંડાઇ જાણવી. તથા છેડે સાડી બાસઠ યોજનનો વિસ્તાર છે ત્યાં તેને પચાસે ભાગતાં સવા યોજન ઉંડાઇ જાણવી. એ જ પ્રમાણે સર્વ નદીઓ વિષે જાણવું. ૫૭

પછી (ક્ષેત્રમાં વહેતી) પોતપોતાની ભૂમીની પહોળાઈના બત્રીસમા ભાગ જેટલે છેટે મધ્ય ગિરિને મુકીને દક્ષિણ દિશાના મુખવાળી પૂર્વ સમુદ્રમા અને ઉત્તર તરફના મુખવાળી પશ્ચિમ સમુદ્રમાં જાય છે. ૫૭

વિવેચન — હૈમવત, ઐરણ્યવત, હરિવર્ષ રમ્યક અને મહાવિદેહ એ પાંચ ક્ષેત્રની મોટી નદીઓ પોત પોતાના દ્રહની દિશામા, ગિરિના વિસ્તારમાથી દ્રહનો વિસ્તાર બાદ કરી, બાકી રહેલા વિસ્તારને અર્ધ કરીએ, તેટલા યોજન ગિરિના શિખર ઉપર ચાલીને પોતપોતાની ભૂમી અર્ધે પોતપોતાના પ્રપાત કુંડને વિષે પડે છે. જેમકે હૈમવંત ક્ષેત્રમાં રોહિતા નદી છે તે હિમવત પર્વતના દ્રહમાંથી નીકળે છે હિમવત પર્વતનો વિસ્તાર ૧૦૫૨ યોજન ૧૨ કળા છે. તેમાથી પદ્મદ્રહનો વિસ્તાર ૫૦૦ યોજન છે, તે બાદ કરતાં બાકી ૫૫૨ યોજન અને ૧૨ કળા રહે. તેનુ અર્ધ કરવાથી ૨૭૬ યોજન અને ૬ કળા પર્વત ઉપર વહે છે એ પ્રમાણે બીજી નદીઓમાં નીચે આપેલા યન્ત્રમાંથી જાણવું ૫૮

બાકીના હિમવત વગેરે પાંચ ક્ષેત્રની નદીઓની ગતિ બે ગાથામાં કહે છે—

પણખિત્તમહણ્ણઈઓ, સહારદિસિ દહવિસુદ્ધગિરિઅદ્ધં।
મ તૂણ સજિબ્ભીહિ, સ્તિઅસ્તિઅકુંડેસુ સ્તિવડંતિ. ૫૮

સ્તિઅજિબ્ભિઅપિહુત્તા, પણવીસંસેણુ મુત્તુ મજ્ઝગિરિં
જમમુહા પુવ્વુદહિં, ઇઅરા અવરોઅહિમુવિંતિ ૫૯

| | |
|---|---|
| પણખિત્ત-પાંચ ક્ષેત્રની | સ્તિવડંતિ-પડે છે |
| સહારદિસિ-પોતાના દ્રહની દિશાએ | સ્તિઅજિબ્ભિઅ-પોતાની જીભની |
| દહવિસુદ્ધ દ્રહનો વિસ્તાર બાદ કરીને | પણવીસ સેણુ-પચીશમા ભાગે |
| ગિરિઅદ્ધ-ગિરિના અર્ધ ભાગ સુધી | મુત્તુ- મૂકીને, છોડીને |
| મ તૂણ-જઈને | મજ્ઝગિરિં-મધ્યના પર્વતને |
| સજિબ્ભીહિ-પોતાની જીભિકા વડે | જમમુહા-દક્ષિણ તરફના મુખવાં |
| સ્તિઅસ્તિઅ-પોત પોતાના નામવાળા | પુવ્વુદહિં પૂર્વ સમુદ્રમાં |
| | ઇઅરા-ઈતર, ઉત્તર તરફના મુખવાળી |
| | અવરોઅહિં પશ્ચિમ સમુદ્રમાં |
| | ઉવિંતિ-જાય છે જાય છે |

અર્થ—પાંચ ક્ષેત્રની મોટી નદીઓ પોતાના દ્રહના દ્વારની દિશામાં પર્વતના વિસ્તારમાંથી દ્રહનો વિસ્તાર બાદ કરીને (બાકી રહે તેનું) અર્ધ કરીએ તેટલું પર્વત ઉપર ચાલીને પોતાની જીભી દ્વારા પોતપોતાના નિપાત કુંડમાં પડે છે ૫૮

## પાંચ ક્ષેત્રની નદીઓની પર્વત ઉપર ગતિનો યંત્રઃ—

| ક્ષેત્રનું નામ | નદીનું નામ | શિખરનો વિસ્તાર જોજન-કળા | કુંડનો વિસ્તાર | | અર્ધ જતા બાકી રહેલા જોજન-કળા | અર્ધો કરતા બાકી રહેલા જોજન કળા |
|---|---|---|---|---|---|---|
| ૧ હિમવંત | રોહિતાંશા | ૧ ૫૨-૧૨ | ૫ | યોજન | ૫૫૨-૧૨ | ૨૭૬—૬ |
| | રોહિતા | ૪૨૧૦-૧ | ૧ | | ૩૨૧૦-૧ | ૧૬ ૫—૫ |
| ૨ હૈરણ્યવંત | સુવર્ણકૂલા | ૧ ૫૨-૧૨ | ૫ | | ૫૫૨-૧૨ | ૨૭૬—૬ |
| | રૂપ્યકૂલા | ૪૨૧ -૧ | ૧ | " | ૩૨૧ -૧ | ૧૬ ૫—૫ |
| ૩ હરિવર્ષ | હરિકાંતા | ૪૨૧૦-૧ | ૧ | " | ૩૨૧ -૧ | ૧૬ ૫—૫ |
| | હરિસલિલા | ૧૬૮૪૨—૨ | ૨ | " | ૧૪૮૪૨—૨ | ૭૪૨૧—૧ |
| ૪ રમ્યક | નરકાંતા | ૪૨૧ -૧ | ૧ | " | ૩૨૧ -૧ | ૧૬ ૫—૫ |
| | નારીકાંતા | ૧૬૮૪૨- ૨ | ૨ | | ૧૪૮૪૨—૨ | ૭૪૨૧—૧ |
| ૫ મહાવિદેહ | સીતા | ૧૬૮૪૨—૨ | ૨ | | ૧૪૮૪૨ —૨ | ૭૪૨૧—૧ |
| | સીતોદા | ૧૬૮૪૨—૨ | ૨ | | ૧૪૮૪૨—૨ | ૭૪૨૧—૧ |

## નદીઓના વિસ્તાર તથા ઉંડાઈનો ક્રમ.—

| નદીનું નામ | ક્યા ક્ષેત્રની | આદિમાં વિસ્તાર | અંતે વિસ્તાર | આદિમાં ઉંડાઈ | અંતે ઉંડાઈ |
|---|---|---|---|---|---|
| ગંગા-સિંધુ-રક્તા-રક્તવતી ૧૭ ૧૭ ૧૭ ૧૭ | ભરત-૨<br>ઐરવત-૨<br>મહાવિદેહ-૧૪ | ૬। યોજન | ૬૨॥ યોજન | ॥ કોશ<br>" | ૧। યોજન<br>" |
| રોહિતા-રોહિતાંશા<br>રૂપ્યકૂલા ૧-સુવર્ણકૂલા ૧ | હૈમવત-૨<br>ઐરણ્યવત-૨ | ૧૨॥ યોજન | ૧૨૫ યોજન | ૧ " કોશ | ૨॥ યોજન |
| હરિકાંતા ૧ હરિસલિલા ૧<br>નરકાંતા ૧-નારીકાંતા ૧ | હરિવર્ષ-૨<br>રમ્યક-૨ | ૨૫ " યોજન | ૨૫ યોજન | ૨ કોશ | ૫ " યોજન |
| સીતા ૧ સીતોદા ૧ | મહાવિદેહ-૨ | ૫ " યોજન | ૫ યોજન | ૪ " કોશ | ૧ " યોજન |
| અંતર નદીઓ ૧૨ | મહાવિદેહ-૧૨ | ૧૨॥ યોજન | ૧૨૫ યોજન | ૧ કોશ | ૨॥ યોજન |

પાંચ ક્ષેત્રની નદીઓ વૃત્ત પર્વતથી કેટલી છેટે રહીને દિશા બદલે તે જણાવનાર યંત્રઃ-

| ક્ષેત્રનું નામ | નદીનું નામ | જમીને વિસ્તાર | | પર્વતથી આવર્ત આવેલ પ્રમાણ | | ક્યા વૃત્ત પર્વત |
|---|---|---|---|---|---|---|
| ૧ હિમવંત | રોહિતા | ૧૨॥ | યોજન | ॥ | યોજન | વૃત્ત વૈતાઢ્ય |
| | રોહિતાંશા | ૧૨॥ | | ॥ | | " |
| ૨ હૈરણ્યવત | રૂપ્યકૂલા | ૧૨॥ | " | ॥ | | " |
| | સુવર્ણકૂલા | ૧૨॥ | " | ॥ | | |
| ૩ હરિવર્ષ | હરિકાંતા | ૨૫ | " | ૧ | | " |
| | હરિસલિલા | ૨૫ | " | ૧ | " | " |
| ૪ રમ્યક | નરકાંતા | ૨૫ | | ૧ | " | " |
| | નારીકાંતા | ૨૫ | | ૧ | | " |
| ૫ મહાવિદેહ | સીતા | ૫ | | ૨ | " | મેરૂ પર્વત |
| | સીતોદા | ૫ | | ૨ | | " |

વિવેચન—આ પાંચ ક્ષેત્રની નદીઓ પોતપોતાની જીભી વડે પ્રપાત કુંડમાં પડે છે અને તે કુંડના મહાદ્વાર દ્વારથી ક્ષેત્રમાં વહેતી વહેતી તે ક્ષેત્રના મધ્યમાં આવેલ ગોળ પર્વત નજીક આવે છે. તે વખતે પોતપોતાની જીભીના વિસ્તારના પચીસમા ભાગ પ્રમાણ મધ્યગિરિ એટલે વૃત્ત વૈતાઢ્ય તથા મેરૂ પર્વત છેટે રહે ત્યારે દક્ષિણ તરફના મુખવાળી અથવા દક્ષિણ દિશા તરફ વહેતી નદી પૂર્વ દિશા તરફ વળીને વહેતી વહેતી લવણ સમુદ્રમાં જાય છે અને ઉત્તર દિશા તરફ વહેતી નદી પશ્ચિમ દિશા તરફ વળીને વહેતી વહેતી પશ્ચિમ તરફ લવણ સમુદ્રને મળે છે જેમકે હિમવત ક્ષેત્રની રોહિતા નદી હિમવત પર્વત ઉપરથી વહેતી પોતાના પ્રપાત કુંડમાં પડે, ત્યાંથી મહાદ્વાર દ્વારથી નીકળીને ઉત્તર તરફ વહેતી વહેતી ગોળ વૈતાઢ્ય નજીક આવે છે રોહિતા નદીની જીભીનો વિસ્તાર સાડા બાર યોજનનો છે તેને પચીસે ભાગવાથી ॥ યોજન અથવા બે ગાઉ આવે. માટે વૃત્ત વૈતાઢ્ય બે ગાઉ છેટો રહે તે વખતે રોહિતા નદી પશ્ચિમ દિશા તરફ વળીને વહેતી વહેતી લવણ સમુદ્રને મળે છે. એ પ્રમાણે બીજી નદીઓ ક્ષેત્રની મધ્યમાં આવેલ ગોળ પર્વત કેટલો છેટો રહે ત્યારે મુખની દિશા બદલે છે તે નીચેના યન્ત્રથી જાણવું. ૫૫

પાંચ ક્ષેત્રની નદીઓ વૃત્ત પર્વતથી કેટલી છેટે રહીને દિશા બદલે તે જાણવાનાર યંત્ર–

| ક્ષેત્રનું નામ | નદીનું નામ | જમીનનો વિસ્તાર | વ્યાપીને આવર્તા આવેલ પ્રમાણ | ગોળ વૃત્ત પર્વત |
|---|---|---|---|---|
| ૧ હિમવંત | રોહિતા | ૧૨॥ યોજન | ॥ ગાઉ | વૃત્ત વૈતાઢ્ય |
| | રોહિતાંશા | ૧૨॥ | ॥ | |
| ૨ હૈરણ્યવત | રૂપ્યકૂલા | ૧૨॥ " | ॥ | " |
| | સુવર્ણકૂલા | ૧૨॥ " | ૧॥ | " |
| ૩ હરિવર્ષ | હરિકાંતા | ૨૫ " | ૧ | |
| | હરિસલિલા | ૨૫ " | ૧ | " |
| ૪ રમ્યક | નરકાંતા | ૨૫ | ૧ | |
| | નારીકાંતા | ૨૫ | ૧ | " |
| ૫ મહાવિદેહ | સીતા | ૫ " | ૨ | " મેરૂ પર્વત |
| | સીતોદા | ૫ " | ૨ " | " |

પાંચ ક્ષેત્રની નદીઓના નામ તથા તેમની પરિવાર નદીઓની સંખ્યા ત્રણ ગાથામાં કહે છે —

હેમવઈ રોહિઅંસા, રોહિઆ ગંગદુગુણપરિવારા
એરણ્ણવએ સુવણ્ણ-રુપ્પકૂલાઓ તાણ સમા ૬

| | |
|---|---|
| હેમવઈ હેમવત ક્ષેત્રમાં | એરણ્ણવએ-ઐરણ્યવત ક્ષેત્રમાં |
| રોહિઅંસા-રોહિતાંશા | સુવણ્ણ-સુવર્ણકૂલા નદી |
| રોહિઆ રોહિતા | રુપ્પકૂલાઓ-રુપ્યકૂલા નદી |
| ગંગદુગુણપરિવારા-ગંગાથી બમણા પરિવાર વાળી | તાણ સમા-તેમના સરખી |

અર્થ—હેમવંત ક્ષેત્રની રોહિતાંશા અને રોહિતા એ બે નદીઓ ગંગા નદીથી બમણા પરિવારવાળી છે, ગંગાનો પરિવાર ચૌદ હજાર નદીઓનો છે, તેને બમણા કરવાથી અઠ્ઠાવીસ હજાર નદીઓનો પરિવાર આ દરેક નદીઓનો છે ઐરણ્યવંત ક્ષેત્રમાં સુવર્ણકૂલા અને રુપ્યકૂલા નામની બે નદીઓ તેમના જેવી એટલે રોહિતાંશા અને રોહિતા નદીના જેટલા જ પરિવારવાળી છે એટલે દરેક અઠ્ઠાવીસ હજાર નદીઓના પરિવારવાળી છે ૬૦

હરિવાસે હરિકંતા, હરિ સલિલા ગંગચઉગુણણઈઆ
એસિ સમા રમ્મયએ, ણરકંતા ણારિકંતા ય ૬૧

| | |
|---|---|
| હરિવાસ-હરિવર્ષ ક્ષેત્રમાં | એસિંસમા-એમના સરખી |
| હરિકંતા-હરિકંતા નદી | રમ્મયએ-રમ્યક ક્ષેત્રમાં |
| હરિસલિલા હરિસલિલા નદી | ણરકંતા-નરકંતા નદી |
| ગંગચઉગુણણઈઆ-ચાર ગુણી નદીઓ વાળી | ણારિકંતા-નારીકંતા નદી |

અર્થ:—હરિવર્ષ ક્ષેત્રમાં હરિકંતા અને હરિસલિલા નામની બે નદીઓ ૫૬ હજાર નદીઓના પરિવારવાળી છે એટલે કોઈ હજારને ચારે ગુણતાં છપ્પન હજાર નદીઓના પરિવારવાળી છે આ બે નદીઓના જેવી જ રમ્યક ક્ષેત્રને વિષે નરકાંતા અને નારીકાંતા નામની બે નદીઓ છે એટલે તે બે પણ છપ્પન હજાર નદીઓના પરિવારવાળી છે ૬૧

સીઓઆ સીઆઓ, મહાવિદેહમ્મિ તાસુ પત્તેય;
નિવડઇ પણલકખ દુતી—સસહસ્સ અડતીસણઇસલિલ ૬૨

| | |
|---|---|
| સીઓઆ—સીતોદા | નિવડઇ—પડે છે |
| સીઆઓ—સીતા નદી | પણલકખ—પાંચ લાખ |
| તાસુ—તે બેમાં | દુતીસસહસ્સ—બત્રીસ હજાર |
| પત્તેય—દરેકમાં | અડતીસ—આડત્રીસ |
| | ણઇસલિલ—નદીઓનું પાણી |

અર્થ —મહાવિદેહ ક્ષેત્રમાં શીતોદા અને શીતા નામની નદીઓ છે તે પ્રત્યેકને વિષે પાંચ લાખ બત્રીસ હજાર અને આડત્રીસ નદીઓનું પાણી પડે છે એટલે તે દરેક નદીનો પરિવાર ૫૩૨૦૩૮ નદીઓનો છે ૬૨

શીતોદા અને શીતા નદીઓનો ઉપરની ગાથામાં જે પરિવાર કહ્યો તે સમજાવે છે—

કુરુમણઇ ચુલસીસહસ્સા, છચ્ચેવ તરણઇઉ પઇવિજય;
દો દો મહાણઇઓ, ચઉદસસહસ્સા ઉ પત્તેય ૬૩

અર્થ —કુરુક્ષેત્રમા ચોરાશી હજાર નદીઓ છે, છ જ અંતર નદીઓ છે અને દરેક વિજયમાં બે બે મોટી નદીઓ

છે વળી તે દરેક મહાનદીઓને ચોદ ચોદ હજાર નદીઓનો પરિવાર છે ૬૩

## મહાવિદેહની કુલ નદીઓ.

| | |
|---|---|
| દેવકુરુ અથવા ઉત્તરકુરુ ક્ષેત્રની નદીઓ | ૮૪૦૦ |
| બેઉ બાજુના મહાવિદેહની અંતરનદીઓ | ૧ |
| સોળ વિજયની મોટી નદીઓ | ૩ |
| ૩૨ નદીઓની ચોદ ચોદ હજાર પરિવારની નદીઓ ગણતાં તેની કુલ નદીઓ | ૪૪૮૦ |
| શીતોદાની કુલ નદીઓ | ૫૩૨૦૩ |
| શીતાની કુલ નદીઓ | ૫૩૨૦૩ |
| મહાવિદેહની કુલ નદીઓ | ૧૦૬૪૦૭ |

જંબૂદ્વીપની સર્વ નદીઓની સંખ્યા કહે છે—

અડસયરિ મહાનઈઓ, બારસ અંતરનઈઓ સેસાઓ
પરિઅરનઈ ચઉદ્દસ, લક્ખા છપ્પણ્ણ સહસ્સા ય ૬

અડસયરિ—અઠોતેર
મહાનઈઓ—મોટી નદીઓ
અંતરનઈઓ—અંતર નદીઓ
સેસાઓ—બાકીની
પરિઅરનઈ—પરિવારની ન

અર્થ—અઠોતેર મહાનદીઓ છે, બાર અંતર નદીઓ છે બાકીની પરિવારની નદીઓ ચોદ લાખ અને છપ્પન હજાર છે. ૬૪

## કુલ નદીઓની સંખ્યાનો યંત્રઃ—

| ક્ષેત્રનું નામ. | મહાનદી | | પરિવાર નદી |
|---|---|---|---|
| ભરત | ગંગા | ૧ | ૧૪૦૦ |
| | સિંધુ | ૧ | ૧૪૦ ૦ |
| ઐરવત | રક્તા | ૧ | ૧૪૦૦૦ |
| | રક્તવતી | ૧ | ૧૪૦૦૦ |
| હેમવત | રોહિતાંશા | ૧ | ૨૮૦૦૦ |
| | રોહિતા | ૧ | ૨૮૦ ૦ |
| ઐરણ્યવત | સુવર્ણકૂલા | ૧ | ૨૮૦૦ |
| | રૂપ્યકૂલા | ૧ | ૨/૦૦૦ |
| હરિવર્ષ | હરિકાંતા | ૧ | ૫૬૦ ૦ |
| | હરિસલિલા | ૧ | ૫૬૦૦ |
| રમ્યક | નરકાંતા | ૧ | ૫૬૦૦૦ |
| | નારીકાંતા | ૧ | ૫૬૦૦૦ |
| મહાવિદેહ | શીતોદા | ૧ | ૫૩૨૦૦૦ |
| | શીતા | ૧ | ૫૩૨૦૦૦ |
| બત્રીશવિજય | | ૬૪ | ૧૪૫૬૦૦૦ |
| અંતર નદી | | ૧૨ | |
| | | ૯૦ | |

૬ કુલગિરિના ૫૬ કૂટનાં નામો પૂર્વ દિશાના ક્રમથી જાણવા —

| હિમવંતના કૂટ ૧૧ | શિખરીના કૂટ ૧૧ | મહાહિમવંતના કૂટ ૮ | રૂક્મી પર્વતના કૂટ ૮ | નિષધ પર્વતના કૂટ ૯ | નીલવંત પર્વતના કૂટ ૯ |
|---|---|---|---|---|---|
| ૧ સિદ્ધ કૂટ | ૧ સિદ્ધ કૂટ | ૧ સિદ્ધ કૂટ | ૧ સિદ્ધ કૂટ | ૧ સિદ્ધ કૂટ | ૧ સિદ્ધ કૂટ |
| ૨ હિમવત્ | ૨ શિખરી ,, | ૨ મહાહિમવંત | ૨ રૂક્મી | ૨ નિષધ | ૨ નીલવંત ,, |
| ૩ ભરત | ૩ હૈરણ્યવત ,, | ૩ હૈમવત્ | ૩ રમ્યક ,, | ૩ હરિવર્ષ | ૩ પૂર્વવિદેહ |
| ૪ ઇલાદેવી | ૪ સુવર્ણકૂલા ,, | ૪ રોહિતા ,, | ૪ નરકાંતા | ૪ પૂર્વવિદેહ ,, | ૪ શીતા ,, |
| ૫ ગંગાવર્તન ,, | ૫ સુરદેવી ,, | ૫ હ્રી | ૫ બુદ્ધિ | ૫ હ્રી ,, | ૫ કીર્તિ ,, |
| ૬ શ્રીકૂટ | ૬ રક્તાવર્તન ,, | ૬ હરિકંતા ,, | ૬ રૂપ્યકૂલા ,, | ૬ ધૃતિ | ૬ નારીકાંતા |
| ૭ રોહિતાંશ ,, | ૭ લક્ષ્મી | ૭ હરિવર્ષ | ૭ હૈરણ્યવત ,, | ૭ શીતોદા ,, | ૭ અપરવિદેહ ,, |
| ૮ સિંધ્વાવર્તન ,, | ૮ રક્તવત્યાવર્તન | ૮ વૈડૂર્ય ,, | ૮ મણિકાંચન ,, | ૮ અપરવિદેહ ,, | ૮ રમ્યક |
| ૯ સુરાદેવી | ૯ ગંધાવતી કૂટ | | | ૯ રૂચક | ૯ ઉપદર્શન |
| ૧૦ હૈમવત ,, | ૧૦ ઐરવત | | | | |
| ૧૧ વૈશ્રમણ ,, | ૧૧ તિગિચ્છિ ,, | | | | |

**સોમણસગંધમાયણિ, સગ સગ વિજ્જુપ્પભિમાલ**
**વંતિ પુણો**
**અટ્ઠ સયલ તીસ, અડ ણંદણિ અટ્ઠ કરિકૂડા ૬૬**

| | |
|---|---|
| સોમણસ-સોમનસ પર્વત | માલવંતિ-માલવંત પર્વતને વિષે |
| ગંધમાયણિ-ગંધમાદન પર્વત ઉપર | અટ્ઠ-આઠ આઠ |
| સગ સગ-સાત સાત | સયલ-સઘળા |
| વિજ્જુપ્પભિ-વિદ્યુત્પ્રભ પર્વતને વિષે | ણંદણિ-નંદન વનમાં |
| | કરિકૂડા-કરિ (હસ્તી) કૂટ |

અર્થઃ—સોમનસ તથા ગંધમાદન નામના ગજદંત ગિરિ ઉપર સાત સાત કૂટ છે, વિદ્યુત્પ્રભ તથા માલ્યવાન નામના ગજદંત ગિરિ ઉપર આઠ આઠ કૂટ છે, એ પ્રમાણે આ ચારે ગજદંત ગિરિના બધા મળીને ત્રીસ કૂટ છે, તથા નંદન વનમાં આઠ કૂટ છે અને ભદ્રશાલ વનમાં કરિકૂટ એટલે હાથીના આકારવાળા આઠ કૂટ છે એ પ્રમાણે આ ગાથામાં ૩૦+૧૬ મળી કુલ ૪૬ કૂટ આવ્યા પાછળની ગાથા ૬૫ માં આવેલા ૧૨ મેળવતાં કુલ કૂટ ૧૧૬ થયા. ૬૬

વિવેચન.—માલ્યવાન ગજદંત ઉપર નવમો હરિસ્સહ નામે કૂટ, તથા વિદ્યુત્પ્રભ ગજદંત ઉપર નવમો હરિકૂટ તથા નંદન વનમાં ઈશાન ખુણામાં બલકૂટ એ પ્રમાણે એક એક કૂટ વધારે છે પરંતુ આ ત્રણે કૂટ એક એક હજાર ઉંચા હોવાથી તેમની ગણત્રી સહસ્રાંક કૂટમાં કરેલી હોવાથી અહીં આઠ આઠ કહ્યા છે ૬૬

ચાર ગજદંત પર્વતના ૩૦ ફૂટોનાં નામો —

| સૌમનસગિરિ<br>ફૂટ ૭ | ગંધમાદનગિરિ<br>ફૂટ ૭ | વિદ્યુત્પ્રભગિરિ<br>ફૂટ ૮ | માલ્યવાનગિરિ<br>ફૂટ ૮ |
|---|---|---|---|
| મેરુગિરિના ક્રમે નિષધની સન્મુખ | મેરુગિરિથી નીલવંત સન્મુખ | મેરુગિરિથી નિષધ સન્મુખ | મેરુગિરિથી નીલવંત સન્મુખ |
| ૧ સિદ્ધકૂટ | ૧ સિદ્ધકૂટ | ૧ સિદ્ધકૂટ | ૧ સિદ્ધકૂટ |
| ૨ સૌમનસકૂટ | ૨ ગંધમાદનકૂટ | ૨ વિદ્યુત્પ્રભકૂટ | ૨ માલ્યવાનકૂટ |
| ૩ મંગલાવતીકૂટ | ૩ ગંધકૂટ | ૩ દેવકુરુકૂટ | ૩ ઉત્તરકુરુકૂટ |
| ૪ દેવકુરુકૂટ | ૪ ઉત્તરકુરુકૂટ | ૪ પદ્મકૂટ | ૪ કચ્છકૂટ |
| ૫ વિમલકૂટ | ૫ સ્ફટિકકૂટ | ૫ કનકકૂટ | ૫ સાગરકૂટ |
| ૬ કંચનકૂટ | ૬ લોહિતાક્ષકૂટ | ૬ સ્વસ્તિકકૂટ | ૬ રજતકૂટ |
| ૭ વિશિષ્ટકૂટ | ૭ આનંદકૂટ | ૭ શીતોદાકૂટ | ૭ શીતાકૂટ |
| | | ૮ સ્વયંજલકૂટ | ૮ પૂર્ણભદ્રકૂટ |

નંદનવનના કૂટનાં તથા કરિકૂટનાં નામ—

| નંદનવનમાં કૂટ ૮ ઈશાનાદિક આઠમાના પૂર્વાદિને અંતરે પ્રદક્ષિણાને ક્રમે | કરિકૂટ ૮ સીતાના ઉત્તર કાંઠાથી પ્રદક્ષિણાને ક્રમે | કુલ કૂટની સંખ્યા | |
|---|---|---|---|
| ૧ નંદન કૂટ | ૧ પદ્મોત્તર કૂટ | ૭ કુલગિરિના | ૫૬ |
| ૨ મંદર કૂટ | ૨ નીલવંત કૂટ | સોળ વક્ષસ્કારના | ૬૪ |
| ૩ નિષધ કૂટ | ૩ સ્વહસ્તિ કૂટ | ચાર ગજદંતના | ૩ |
| ૪ હૈમવત કૂટ | ૪ અંજનગિરિ કૂટ | નંદનવનના | ૮ |
| ૫ રજત કૂટ | ૫ કુમુદ કૂટ | કરિકૂટ | ૮ |
| ૬ રુચક કૂટ | ૬ પલાશ કૂટ | કુલ | ૧૧૧ |
| ૭ સાગરચિત્ર કૂટ | ૭ અવતંસ કૂટ | | |
| ૮ વજ્ર કૂટ | ૮ રોચનગિરિ કૂટ | | |

આ પર્વતો ઉપર સિદ્ધ ફૂટને વિષે આવેલા જિન ભુવનો ક્યાં છે તે જણાવે છે—

ઇઅ પણસયકપ્પ છાસટ્ઠિસઉ(ય)કૂડા તેસુ દીહરગિરીસુ ;
પુવ્વનઇ મેરુદિસિ, અ તસિદ્ધકૂડેસુ જિણભવણા ૬૭

| | |
|---|---|
| ઇઅ–એ (આગળ કહેલા) | દીહરગિરીસુ–દીર્ઘ ગિરિઓના (લાંબા પર્વતોના) |
| પણસય કપ્પ–પાંચસો યોજન ઉંચાં | અ ત–અને તે ઉપરના |
| છાસટ્ઠિસઉ–એક સો છાસઠ | સિદ્ધકૂડેસુ–સિદ્ધકૂટો ઉપર |
| તેસુ–તે ફૂટોમાં | જિણભવણા–જિનભવનો |

અર્થ:—આ પ્રમાણે ૧૬૬ ફૂટો પાંચ સો યોજન ઉંચા છે તેમાંના દીર્ઘ—લાંબા પર્વતોની એટલે ૭ કુલગિરિ, સોળ વખસ્કાર અને ચાર ગજદંત પર્વતોની અનુક્રમે પૂર્વ દિશાએ, નદીની દિશાએ અને મેરૂની દિશાએ પર્વતમાં રહેલા સિદ્ધકૂટોને વિષે જિનભવનો છે ૬૭

વિવેચન.—એ પ્રમાણે ૭ કુલગિરિના ૫૬ ફૂટો, ૧૬ વખસ્કાર પર્વતના ૬૪ ફૂટો, ચાર ગજદંત પર્વતના ૩૦ ફૂટો, નંદનવનના ૮ ફૂટો તથા ૮ કરિકૂટો મળીને કુલ (૫૬+૬૪+૩૦+૮+૮=૧૬૬) એક સો છાસઠ ફૂટો પાંચ સો યોજન ઉંચા છે તેમાંના દીર્ઘ પર્વતો એટલે ૬ કુલગિરિ ૧૬ વખસ્કાર અને ૪ ગજદંત પર્વતોના દરેકના એક એક ફૂટ ઉપર જિનભવન આવેલાં છે તે ફૂટને સિદ્ધકૂટ અથવા જિનકૂટ કહે છે તે કયે ઠેકાણે આવેલા છે તે જણાવે છે ૬ વર્ષધર પર્વતો ઉપર પૂર્વ દિશાએ આવેલા છેલ્લા ફૂટ ઉપર, ૧૬ વખસ્કાર પર્વત ઉપર નદીની દિશાએ છેલ્લા ફૂટ ઉપર અને ચાર ગજદંત પર્વત ઉપર મેરૂ પર્વતની દિશા તરફ આવેલ છેલ્લા ફૂટ ઉપર જિન ભવન છે કુલ ૨૬ ફૂટ ઉપર જિન ભવન છે ૬૭

તે જિનભવનોનું પ્રમાણ કહે છે —

તે સિરિસિહરેસુ દોસય-ગુણપ્પમાણા તહેવ તિદુવારા
જુવર અડવીસાહિઅ-સયગુણદારપ્પમાણમિહ ૧૮

| | |
|---|---|
| તે-તે (જિનભવનો) | જુવર-એટલું વિશેષ |
| સિરિસિહરેસુ-શિખરીના શિખરો | અડવીસાહિઅ-અઠ્ઠાવીસ અધિક |
| દોસયગુણ-બસો ગુણા | સયગુણ-સોગુણા |
| તહેવ-તેમજ | દારપ્પમાણ-દ્વારનું પ્રમાણ |
| તિદુવારા-ત્રણ દ્વારવાળા | |

અર્થ —તે જિનભવનો શિખરીના મૂલના પ્રમાણથી બસો ગુણા પ્રમાણવાળા છે. ત્રણ દ્વારવાળા છે. પરંતુ અહીં દ્વારનું પ્રમાણ એક સો અઠ્ઠાવીસ ગુણ અધિક જાણવું ૧૮

વિવેચન —તે પાંચસો યોજન ઉંચા શિખરકૂટ ઉપર રહેલા જિનભવનો શિખરીના મૂલના ( મૂળનના ) પ્રમાણથી બસો ગુણા પ્રમાણવાળા છે શિખરીનું મૂલ એક કોશ લાંબુ, અર્ધ કોશ પહોળું અને ચૌદસો ચાળીશ (૧૪૪૦) ધનુષ ઉંચુ છે. તેને બસોએ ગુણીએ ત્યારે બસો કોશ એટલે પચાસ યોજન લાંબુ સો કોશ એટલે પચીસ યોજન પહોળું અને છત્રીસ યોજન ઉંચુ દરેક જિનભવન છે તથા ન જ પ્રમાણે એટલે શિખરીના મૂલની જ પ્રમાણે આ જિનભવનોને ત્રણ દ્વારો છે તેમાં વિશેષતા આ પ્રમાણે છે—અહીં દ્વારનું પ્રમાણ એક સો અઠ્ઠાવીસ ગુણું છે એટલે શિખરીના મૂલના દ્વારનું જે પ્રમાણ પૂર્વે કહ્યું છે તેનાથી એકસો ને અઠ્ઠાવીસ ગુણ જિનભવનના દ્વારનું પ્રમાણ છે શિખરીના મૂલનું દ્વાર પાંચસો ધનુષ ઉંચુ અઢીસો ધનુષ પહોળું અને અઢીસો ધનુષના પ્રવેશવાળું છે, તેને એકસો ને અઠ્ઠાવીસે ગુણતા જિનભવનના દ્વારનું પ્રમાણ આઠ યોજન ઉંચુ મ યોજન પહોળું અને પ્રવેશમાં આઠ યોજન હોય છે ૧૮

## સિદ્ધકૂટને વિષે આવેલા જિનભવનના પ્રમાણનું યંત્રઃ—

| મકિનીના સ્તનનું પ્રમાણ. | ગુણવાનો આંક. | ગુણતાં આવેલું જિનભવનનું પ્રમાણ. |
|---|---|---|
| લાંબુ— ૧ કોશ | ૨ | યોજન ૫ |
| પહોળું— ॥ ગાઉ | ૨ | યોજન ૨૫ |
| ઉંચુ— ૧૪૪ ધનુષ્ય | ૨ | યોજન ૩૬ |

## તે જિનભવનના દ્વારના પ્રમાણનું યંત્રઃ—

| મકિનીના સ્તના દ્વારનું પ્રમાણ. | ગુણવાનો આંક. | ગુણતાં આવેલું જિનભવનના દ્વારનું પ્રમાણ |
|---|---|---|
| ઉંચુ— ૫ ધનુષ | ૧૨૮ | યોજન ૮ |
| પહોળું— ૨૫ ધનુષ | ૧૨૮ | યોજન ૪ |
| પ્રવેશ— ૨૫ ધનુષ | ૧૨૮ | યોજન ૪ |

હવે બાકીના પાંચ સો યોજન ઉંચા કૂટો ઉપર રહેલા પ્રાસાદનું પ્રમાણ કહે છે—

પણવીસ કોસસયં, સમચઉરંસવિત્થડા દુગુણમુચ્ચા
પાસાયા કૂડેસુ, પણસયઉચ્ચેસુ સેસેસુ ૬૯

| | |
|---|---|
| પણવીસ-પચીશ | દુગુણમુચ્ચા-બમણા ઉંચા |
| કોસ-ગાઉ | પાસાયા-દેવ પ્રાસાદો |
| સમચઉરંસ-સમચતુરસ્ર | કૂડેસુ-કૂટો ઉપર |
| વિત્થડા-વિસ્તારવાળા | સેસેસુ-બાકીના |

અર્થઃ—પાંચસો યોજન ઉંચા બાકીના શિખરોને વિષે પ્રાસાદો આવેલા છે તે પ્રાસાદો સમચતુરસ્ર (સમચોરસ) આકારવાળા છે એકસો પચીશ કોશ લાંબા, એકસો પચીશ કોશ પહોળા અને બમણા એટલે અઢીસો કોશ ઉંચા છે ૬૯

વિવેચન—પાંચસો યોજન ઉંચા બતાવેલા ૧૬૬ કૂટોમાંથી ૨૬ કૂટો ઉપર જિનભુવન આવેલા છે, તેથી બાકી રહેલા ૧૪ કૂટો ઉપર પ્રાસાદો આવેલા છે તે પ્રાસાદો સરખા લાંબા પહોળા હોવાથી સમચોરસ આકારવાળા છે. તેમની લંબાઈ પહોળાઈ સવાસો કોશની છે તથા ઉંચાઈ તેથી બમણી એટલે અઢીસો કોશની છે ૬૯

હવે સહસ્રાંક કૂટો કહે છે—

બલહરિસ્સહકરિકૂડા, ણંદણવણિ માલવંતિ વિજ્જુપભે
ઇસાણુત્તરદાહિણ-દિસાસુ સહસુચ્ચ કણગમયા ૭૦

| | |
|---|---|
| બલ બલકૂટ | સહસ્સુચ્ચા-હજાર યોજન ઉંચા |
| હરિસહ-હરિસહ કૂટ | કણગમયા-સોનાના, સુવર્ણના |
| હરિકૂડ-હરિ કૂટ | |
| નંદણવણે-નંદન વનમાં | |

**અર્થ**—બલકૂટ, હરિસહ કૂટ અને હરિકૂટ નામના ત્રણ કૂટ અનુક્રમે નંદનવનમા ઈશાન ખૂણામાં, માલ્યવંત ગિરિ ઉપર ઉત્તર દિશામાં અને વિદ્યુત્પ્રભ ગિરિ ઉપર દક્ષિણ દિશામાં આવેલા છે તે હજાર યોજન ઉંચા છે તેથી સહસ્રાંક નામે કહેવાય છે તથા તે ત્રણે કૂટો સુવર્ણમય છે ૭૦

વિવેચન.—એક હજાર યોજન ઉંચા હોવાથી સહસ્રાંક કૂટ કહેવાય છે આવા ત્રણ કૂટો છે—૧ બલકૂટ, ૨ હરિસહ કૂટ, ૩ હરિકૂટ, તેમાં બલકૂટ નંદન વનમાં ઈશાન ખુણામાં આવેલો છે હરિસહ કૂટ માલ્યવંત નામના ગજદંત પર્વત ઉપર ઉત્તર દિશામાં આવેલો છે તથા હરિકૂટ વિદ્યુત્પ્રભ નામના ગજદંત પર્વતની ઉપર દક્ષિણ દિશામાં આવેલો છે ૭૦

હવે વૈતાઢ્ય પર્વત પર આવેલા કૂટો કહે છે—

વેઅડ્ઢેસુ વિ નવ નવ, કૂડા પણવીસકોસઉચ્ચા તે;
સવ્વે તિસય છડુત્તર, એસુ વિ પુવ્વંતિ જિણકૂડા. ૭૧

| | |
|---|---|
| વિઅડ્ઢેસુવિ-વૈતાઢ્ય ઉપર પણ | એસુવિ-એઓમાં પણ |
| ઉચ્ચા-ઊંચા | પુવ્વંતિ-પૂર્વ દિશાના અન્તે |
| તિસય ત્રણસો | જિણકૂડા-જિનકૂટ સિદ્ધકૂટ |
| છડુત્તર-છ અધિક | |

અર્થ—વૈતાઢ્ય પર્વતો ઉપર પણ નવ નવ કૂટો છે. ભરત અને ઐરવત ક્ષેત્રના બે અને બત્રીશ વિજયના બત્રીશ મળીને કુલ ચોત્રીશ દીર્ઘ વૈતાઢ્યો છે. તે દરેક ઉપર નવ નવ કૂટો છે. તેથી ચોત્રીશને નવે ગુણતા કુલ ત્રણ સો ને છ (૩૦૬) કૂટો થાય છે. તે સર્વ કૂટો પચીશ કોશ ઉંચા છે. તેમને વિષે પણ પૂર્વ દિશાને વિષે સિદ્ધકૂટ છે. ૭૧

તે સિદ્ધકૂટ પર રહેલા ચૈત્યનું પ્રમાણ કહે છે—

તાણુવરિ ચેઇહરા, દહદેવીભવણતુલ્લપરિમાણા
સેસેસુ અ પાસાયા, અદ્ધેગકોસ પિહુલત્તે. ૭૨

તાણુવરિ—તેમના ઉપર
ચેઇહરા—ચૈત્ય ઘરો દેરાં
દહદેવી—દ્રહની દેવીના [ભવન
તુલ્લ પરિમાણા—સરખા પ્રમાણ
અદ્ધેગકોસ—અર્ધ કોશ અને એક કોશ
પિહુલત્તે—પહોળાઈ અને ઉંચાઈ

અર્થ—તે સિદ્ધકૂટોની ઉપર ચૈત્યગૃહો છે. તે દ્રહ દેવીના ભવન સરખા પ્રમાણવાળા છે. બાકીના કૂટો ઉપર પ્રાસાદ છે. તે પ્રાસાદ અર્ધો કોશ લાંબા, અર્ધો કોશ પહોળા અને એક કોશ ઉંચા છે. ૭૨

વિવેચન—તે વૈતાઢ્યના સિદ્ધકૂટોની ઉપર ચૈત્યગૃહો છે તે દ્રહદેવીના ભવનની તુલ્ય પ્રમાણવાળા છે. દ્રહદેવીઓ એટલે શ્રીદેવીનું ભવન એક કોશ લાંબુ, અર્ધ કોશ પહોળું અને ચૌદ સો ચાલીશ ૧૪૪૦ ધનુષ ઉંચુ છે તેટલા જ પ્રમાણવાળા આ જિનચૈત્યો પણ છે તથા જેમ શ્રીદેવીના

સ્વાળા છે અને પાંચ સો યોજન શિખર ઉપર વિસ્તારવાળા છે તથા ૭ કુલગિરિના ૫૬ કૂટ, સોળ વક્ષસ્કારના ૬૪ કૂટ, ચાર ગજદંત પર્વતના ૩ કૂટ, નંદનવનના ૮ કૂટ તથા ૮ કરિકૂટ મળીને ૧૬૬ કૂટ ૫૦૦ યોજન ઉંચા છે તેથી ૫ યોજન મૂળમાં વિસ્તારવાળા અને ૨૫ યોજન શિખર ઉપર વિસ્તારવાળા છે તથા આગળ કહેવાતો ભરતનો એક ઋષભકૂટ, ઐરવતનો એક ઋષભકૂટ અને બત્રીશ વિજયના બત્રીશ ઋષભકૂટ મળી કુલ ૩૪ ઋષભકૂટો પચીશ યોજન ઉંચાં છે તેથી તેઓ પચીશ યોજન મૂળમાં વિસ્તારવાળા છે અને સાડાબાર યોજન શિખર ઉપર વિસ્તારવાળા છે આ કૂટોનો નીચેથી ઉપર જતા અનુક્રમે વિસ્તાર ઘટતો જાય છે અને ઉપરથી નીચે ઉતરતાં વિસ્તાર વધતો જાય છે તે બાબતની ગણતરી જગતીની જેમ જાણી લેવી આ સર્વ કૂટો રત્નમય છે પરંતુ ૩૪ વૈતાઢ્ય પર્વતના મધ્યના ત્રણ ત્રણ કૂટ સુવર્ણમય છે એ હી વિશેષતા જાણવી. તેમજ ત્રણ સહસ્રાંક કૂટ પણ સુવર્ણમય છે એ સીત્તરમી ગાથામાં કહ્યું છે ૭૩

હવે વૃક્ષના કૂટો કહે છે.—

જંબુણુયરયયમયા જગઇસમા જંબૂસામલીકૂડા
અટ્ઠ તેસુ દહદેવિ-ગિહસમા ચારુચેઇહરા. ૭૪

જંબૂણય જાંબૂનદ સુવર્ણના | ગિહસમા—ઘર જેવા
રયયમયા—રૂપાના રૂપાના | ચારુ મનોહર
જંબૂ—જંબૂ કૂ | ચેઇહરા—ચૈત્યો
સામલી કૂડા શાલ્મલી કૂટો

અર્થ:—જંબૂવૃક્ષ અને શાલ્મલી વૃક્ષના આઠ આઠ કૂટો અનુક્રમે જાંબૂનદ અને રજતમય છે જગતી સમાન વિસ્તારવાળા છે તેઓના ઉપર ક્રહદેવીના ભવન સમાન સુંદર ચૈત્યો છે ૭૪

વિવેચન.—ઉત્તરકુરૂના પૂર્વાર્ધમાં આવેલ જંબૂવૃક્ષના અને દેવકુરૂના પશ્ચિમાર્ધમાં આવેલ શાલ્મલી વૃક્ષના આઠ આઠ કૂટો છે તેમાં જંબૂવૃક્ષના કૂટો જાંબૂનદ એટલે રક્ત સુવર્ણમય છે તથા શાલ્મલી વૃક્ષના કૂટો રૂપામય છે આ સર્વ કૂટો જગતની તુલ્ય વિસ્તારવાળા તથા ઊંચા છે એટલે કે મૂળમાં બાર યોજન વિસ્તારવાળા, શિખર ઉપર બાર યોજન વિસ્તારવાળા અને આઠ યોજન ઊંચા છે તે ૧૬ કૂટો ઉપર ક્રહદેવીના એટલે શ્રીદેવીના ભવન સમાન એટલે એક કોશ લાંબા અર્ધ કોશ પહોળા અને ચૌદ સો ચાળીશ ૧૪૪ ધનુષ ઉંચાં મનોહર ચૈત્યગૃહો છે ૭૪

હવે ઋષભકૂટો કહે છે—

તેસિ સમોસહકૂડા, ચઉતીસ ચુલ્લકુ ડજુઅલતો;
જંબૂણએસુ તેસુ અ, વેઅડ્ઢેસુ વ પાસાયા. ૭૫

| | |
|---|---|
| તેસિ સમ-તેમના સરખા | જુઅલ અંતો-બેની વચ્ચે |
| ઉસહકૂડા-ઋષભકૂટ | જંબૂણએસુ-જાંબૂનદ સુવર્ણમય |
| ચઉતીસ=ચોત્રીસ | તેસુ-તે (ઋષભકૂટ) ઉપર |
| ચુલ્લ કુંડ લઘુ કુંડ | વેઅડ્ઢેસુ વ-વૈતાઢ્ય સરખા |

અર્થ—તેમના સમાન પ્રમાણવાળા ચોત્રીસ ઋષભકૂટો નાના કુંડ યુગલની વચ્ચે આવેલા છે. રક્ત સુવર્ણમય તે કૂટો ઉપર વૈતાઢ્યના પ્રાસાદ જેવા પ્રાસાદો છે ૭૫

વિવેચન.—તે વૃત્તકૂટની સમાન પ્રમાણવાળા યમક કૂટ છે એટલે મૂળમાં ૧૨ યોજન અને ઉપર ૪ યોજન વિસ્તારવાળા છે. તથા આઠ યોજન ઉંચા છે. ભરત, ઐરવત અને બત્રીશ વિજયમાં એક એક ઋષભકૂટ હોવાથી કુલ ચોત્રીશ ઋષભકૂટો છે તે ઋષભકૂટો નાના એટલે સાઠ યોજનના વિસ્તારવાળા છે તે તે ક્ષેત્રના બે બે પ્રપાત કુંડની વચ્ચે આવેલા છે એટલે કે ગંગા, સિંધુ, રક્તા અને રક્તવતીના પ્રપાત કુંડોની વચ્ચે છે. તથા રત્ન સુવર્ણમય તે ઋષભકૂટો ઉપર વૈતાઢ્યના પ્રસાદ સરખા પ્રમાણવાળા પ્રાસાદો છે એટલે તેઓ એક કોશ ઉંચા અને અર્ધ કોશ વિસ્તારવાળા એટલે લાંબા પહોળા છે ૭૫

હવે જંબૂદ્વીપને વિષે કૂટોની કુલ સંખ્યા કહે છે—

પંચસએ પણુવીસે, કૂડા સવ્વે વિ જંબુદીવમ્મિ,
તે પત્તેયં વરવણ-જુઆઇ વેઇહિ પરિક્ખિત્તા ૭૬

| | |
|---|---|
| સવ્વેવિ—સર્વે પણ | વરવણ જુઆઇ—વન સહિત |
| તે પત્તેયં—તે દરેક કૂટ | વેઇહિ—વેદિકા વડે |
| | પરિક્ખિત્તા—વીંટાએલા |

અર્થ:—જંબૂદ્વીપમાં સર્વ મળીને પાંચસો પચીશ કૂટો છે તે દરેક કૂટ વન અને કરીને સહિત વેદિકાથી વીંટાએલા છે. ૭૬

વિવેચન:—બધા મળીને જંબૂદ્વીપમાં ૫૨૫ કૂટો છે તે ક્યા પર્વત ઉપર કેટલા છે તે નીચેના યંત્રથી જાણવું—

## કૂટનો યંત્ર

| પર્વતાદિનું નામ. | કૂટની સંખ્યા | પર્વતાદિનું નામ. | કૂટની સંખ્યા. |
|---|---|---|---|
| હિમવાન | ૧૧ | ૩૪ વૈતાઢ્ય | ૩૦૬ |
| શિખરી | ૧૧ | જંબૂવૃક્ષના | ૮ |
| મહાહિમવંત | ૮ | શાલ્મલી વૃક્ષના | ૮ |
| રૂક્મી | ૮ | ઋષભકૂટો | ૩૪ |
| નિષધ | ૯ | (૧ ભરત, ૧ ઐરવત, | |
| નીલવંત | ૯ | ૩૨ મહાવિદેહમાં) | |
| ૧૬ વક્ષસ્કાર | ૬૪ | સહસ્રાંક કૂટ | ૩ |
| સોમનસ | ૭ | (૧ વિદ્યુત્પ્રભ ઉપર, | |
| ગંધમાદન | ૭ | ૧ માલ્યવાન ઉપર | |
| વિદ્યુત્પ્રભ | ૮ | ૧ નંદનવનમાં) | |
| માલ્યવાન | ૮ | | ૩૫૯ |
| નંદનવન | ૮ | | ૧૬૬ |
| ભદ્રશાલવન (કરિકૂટ) | ૮ | | |
| | ૧૬૬ | | કુલ ૫૨૫ |

જંબૂદ્વીપમાં જિનભવનો ક્યાં ક્યાં છે તે કહે છેઃ—

છ સયરિ કૂડેસુ તહા, ચૂલા ચઉવણતરૂસુ જિણભવણા।
ભણિયા જંબૂદીવે, સદેવયા સેસઠાણેસુ ॥ ૭૭

છસયરિ-છોંતેર
ચૂલા-ચૂલિકા
તરૂસુ-બે વૃક્ષોને વિષે

ભણિયા-કહ્યાં છે
સદેવયા-દેવતા સહિત
સેસઠાણેસુ-બાકીના સ્થાનોમાં

શીતોદા અને શીતા નદીના કાંઠાની પાસે રહેલા ચાર યમક નામના પર્વતો તથા વૃત્ત વૈતાઢયો આ સ્થાનોને વિષે જિનેશ્વરના ભવનનો વિસંવાદ એટલે છે કે નહી એવો સંદેહ લેખામાં આવે છે તેના નિર્ણયને ગીતાર્થો જ જાણે છે ૭૮

ચાર ગાથાવડે દીર્ઘ વૈતાઢય પર્વતનું સ્વરૂપ કહે છે—

પુવ્વાવરજલહિતા, દસુચ્ચદસપિહુલમેહલચઉક્કા,
પણુવીસુચ્ચા પન્નાસ–તીસદસજોઅણપિહુત્તા ૭૯

| | |
|---|---|
| જલહિતા–સમુદ્રના અંતવાળા | પન્નાસ–પચાસ |
| પિહુલ પહોળા | પિહુત્તા–પહોળાઈવાળા |
| મેહલ ચઉક્કા–ચાર મેખલાવાળા | |

અર્થ —પૂર્વથી પશ્ચિમ સમુદ્ર સુધી લાંબા, દશ યોજન ઉંચી અને દશ યોજન પહોળી ચાર મેખલાવાળા, પચીસ યોજન ઉંચા, પચાસ, ત્રીસ અને દશ યોજન પહોળા (દીર્ઘ વૈતાઢય છે) ૭૯

વિવેચનઃ—જંબૂદ્વીપમા ભરત ક્ષેત્રની બરોબર વચમાં અને ઐરવત ક્ષેત્રમા બરોબર વચમાં દીર્ઘ વૈતાઢય આવેલ છે. તે બન્ને વૈતાઢય પૂર્વ અને પશ્ચિમ સમુદ્ર સુધી લાંબા છે આ બન્ને વૈતાઢયને વિષે દશ યોજન ઉંચી અને દશ યોજન પહોળી ચાર મેખલાઓ છે એટલે કે દરેક વૈતાઢય ઉપર ઉત્તર તરફ બે અને દક્ષિણ તરફ બે એમ ચાર મેખલાઓ છે તે વૈતાઢયો પચીસ યોજન ઉંચા છે વળી તે વૈતાઢયો પચાસ, ત્રીસ અને દશ યોજન

અર્થ:—જંબૂદ્વીપમાં ૭૬ કૂટો ઉપર, ચૂલિકાને વિષે મેરૂના ચાર વનને વિષે તથા વૃક્ષો ઉપર જિનભવનો કહ્યા છે બાકીના સ્થાનોમાં દેવતાના ભવનો છે ૭૭

વિવેચન.—જંબૂદ્વીપમાં બોંતેર કૂટો ઉપર એટલે છ કુલગિરિના ૬ કૂટ, ચાર ગજદંતાના ૪ કૂટ, ચોત્રીશ વૈતાઢ્યના ૩૪ કૂટ, સોળ વક્ષસ્કારના ૧૬ કૂટ, જંબૂવૃક્ષ અને શાલ્મલી વૃક્ષના ૮-૮ મળીને ૧૬ કૂટ, એમ સર્વ મળીને ૭૬ કૂટો ઉપર જિનભવનો છે તથા મેરૂ પર્વતની ઉપર આવેલી ચૂલિકાને વિષે મેરૂના નંદનવન વગેરે ચાર વનને વિષે, તથા જંબૂ વૃક્ષ અને શાલ્મલી વૃક્ષ એ બે વૃક્ષો ઉપર જિનેશ્વરના ભવનો (ચૈત્યો) કહ્યા છે બાકીના કૂટાદિક સ્થાનોને વિષે પોતપોતાના સ્થાનના નામવાળા દેવોનાં ભવનો છે ૭૭

હવે જિનભવનના વિસંવાદ સ્થાનો કહે છે—

કરિકૂડકુંડદહનઈ-કુરુકંચણજમલસમવિઅડ્ઢેસુ।
જિણભવણવિસંવાઓ, જો તં જાણંતિ ગીઅત્થા। ૭૮

| | |
|---|---|
| કરિકૂડ-ક ૬૪ | જિણભવણ-જિનભવનો સંબંધી |
| કુરુકંચણ-કુરુક્ષેત્રના કંચનગિરિ | વિસંવાઓ-વિસંવાદ |
| જમલ-યમલગિરિ | જો-જે |
| સમવિઅડ્ઢેસુ-સમ(ગોળ) વૈતાઢ્ય ઉપર | જાણંતિ-જાણે છે |
| | ગીઅત્થા-ગીતાર્થો |

અર્થ:—કરિકૂટ, નદીપ્રપાત કુંડો નદીઓ દ્રહો કુરૂ (દેવકુરૂ-ઉત્તરકુરૂ) ક્ષેત્રમાં રહેલાં બસો કંચનગિરિ,

| | |
|---|---|
| મેહલદુગ-બે મેખલાઓ | ઉવભોગમ્મિ-ઉપભોગ માટે |
| સદિસિ પોતપોતાની દિશાના | ઉવરિલ્લ-ઉપરની |
| ઈદલોગપાલ-ઈન્દ્રના લોકપાલ | મેહલયા-મેખલાવાળા |

અર્થ—વેદિકા વડે વીંટાએલા, વિદ્યાધરોના પચાસ અને સાઠ નગરો સહિત બે મેખલાઓવાળા પોત પોતાની દિશાના ઈન્દ્રોના લોકપાલ દેવોને ઉપભોગ કરવા લાયક ઉપરની મેખલાવાળા (તે વૈતાઢ્યો છે) ૮૦

વિવેચન—તે બન્ને વૈતાઢ્ય પર્વતો વેદિકાવડે વીંટાએલા છે એટલે ઉપરની ગાથામાં કહ્યા પ્રમાણે અનુક્રમે પચાસ, ત્રીસ અને દશ યોજનના વિસ્તારને છેડે બન્ને (ઉત્તર-દક્ષિણ) બાજુએ એક એક વેદિકા હોવાથી કુલ છ વેદિકા (વનખંડ સહિત) દરેક પર્વત ઉપર આવેલી છે તથા વિદ્યાધરના પચાસ અને સાઠ નગરની બે શ્રેણી સહિત છે એટલે કે દક્ષિણ ને ઉત્તર બાજુની પહેલી મેખલા બે દશ દશ યોજન પહોળી છે તેમાં વિદ્યાધરોની રાજધાની સહિત પચાસ અને સાઠ નગરોની શ્રેણિ છે તેમાં ભરત ક્ષેત્રમાં દક્ષિણ શ્રેણિમાં લંબાઈ ઓછી હોવાથી પચાસ નગ। છે અને ઉત્તર શ્રેણિમાં લંબાઈ વધારે હોવાથી સાઠ નગરો છે. ઐરવત ક્ષેત્રમાં તેથી ઉલટું ઉત્તર બાજુ પ નગરો અને દક્ષિણ બાજુ લંબાઈ વધારે હોવાથી ૬ નગરો છે તથા પોતપોતાની દિશાના ઈંદ્રોના એટલે દક્ષિણ દિશામાં સૌધર્મેન્દ્રના અને ઉત્તર દિશામાં ઈશાનેન્દ્રના લોકપાલોને ઉપભોગ-ક્રીડા કરવા લાયક ઉપરની

પહોળા છે એટલે કે સમભૂતળા પૃથ્વીથી દસ યોજન ઉપર જઈએ ત્યાં સુધી પચાસ યોજન પહોળા છે ત્યાં બંને બાજુએ એકેકી મેખલા આવે છે. તે મેખલા ઉત્તર તથા દક્ષિણ બાજુએ દસ દસ યોજન પહોળી છે તેથી પચાસમાંથી બંને મેખલાના વીસ યોજન બાદ કરતા બાકી ત્રીસ યોજન પહોળાઈ રહે છે ત્યાંથી બીજા દસ યોજન ઉંચે ચઢીએ ત્યાં સુધી ત્રીસ યોજન પહોળા છે પછી ત્યાં બંને બાજુ બીજી મેખલા આવે છે તે પણ ઉત્તર દક્ષિણ બાજુએ દસ દસ યોજન પહોળી હોવાથી ત્રીસમાંથી વીસ બાદ કરતાં બાકી દસ યોજન પહોળાઈ રહે છે. ત્યાંથી પાંચ યોજન ઉપર ચઢીએ ત્યાં સુધી તે પર્વતો દસ યોજન પહોળા છે. ત્યાં તેનું શિખર આવે છે. તેથી પચીસ યોજનની ઉંચાઈ પૂર્ણ થઈ તેના ઉપર પ્રથમ કહ્યા પ્રમાણે ફૂટો રહેલા છે હિમવાન વગેરે બીજા પર્વતો નીચેથી ઉપર સુધી ભીંતને આકારે એક સરખા પહોળા છે પરંતુ આ બંને વૈતાઢ્યો એક સરખા પહોળા નથી. કારણ કે આ પર્વતોને વિષે આવેલી મેખલાઓને લીધે તેમની પહોળાઈ ઘટતી જાય છે. હિમવાન વગેરે પર્વતોને વિષે મેખલા નથી તેથી તેમની પહોળાઈ બધે સ્થળે એક સરખી છે ૭૯

**વેઇઢ્ઢિ પરિક્ખિત્તા, સખ્ખરપુરપણ્ણસટ્ઠિસિવિઉઆ,**
**સલિલ દસોગ્ગપાસો-વભોગિ ઉવરિદ્દમેહસ્સયા. ૮૦**

વેઇઢ્ઢિ—વેદિકા વડે [વનખંડ] સહિત | પન્ના—પચાસ
સખ્ખરપુર—ખચ્ચર (વિદ્યાધરો)ના | સટ્ઠી—સાઠ

ક્ષેત્રની બત્રીસ વિજયોમાં દરેક વિજયમા એક એક વૈતાઢ્ય હોવાથી બત્રીસ લાંબા વૈતાઢ્ય છે કુલ ચોત્રીસ લાંબા વૈતાઢ્ય જમ્બૂદ્વીપમાં જાણવા. ૮૧

જુવર તે વિજયતા, સખયરપણ્ણપણ્ણપુરદુસેણીઆ;
એવ ખયરપુરાઈ, સગતીસસયાઈ ચાલાઈ ૮૨

| | |
|---|---|
| વિજયતા વિજયન [illegible] અંતવાળા | દુસેણિઆ—બે શ્રેણિવાળા |
| ખયર વિદ્યાધરોના | ખયરપુરાઇ વિદ્યાધરોના નગરો |
| પણ્ણપણ્ણપુ —પચાવન નગરની | સગતીસ—સાડત્રીસ |
| | ચાલાઈ—ચાલીસ |

**અર્થ** —વિજયના બત્રીસ વૈતાઢ્યમાં એટલું વિશેષ છે કે તેઓના છેડા વિજયના અંત સુધી આવેલા છે અને વિદ્યાધરોના પચાવન નગરોની બે શ્રેણીઓ છે એ પ્રમાણે વિદ્યાધરોનાં નગરો સાડત્રીસ સો અને ચાલીસ છે ૮૨

**વિવેચન.**—વિશેષ એ છે કે તે વિજયના વૈતાઢ્યો વિજયના બે બાજુના અંત સુધી લાંબા છે પણ સમુદ્ર પર્યંત લાંબા નથી, વળી બન્ને બાજુ સમાન લંબાઇ હોવાથી વિદ્યાધરોના પચાવન પચાવન નગરોની બે શ્રેણિ સહિત છે એટલે કે બન્ને શ્રેણિમાં વિદ્યાધરોના પચાવન પચાવન નગરો છે આ પ્રમાણે સર્વ મળીને વિદ્યાધરોના નગરો સાડત્રીસ સો અને ચાળીસ થાય છે ભરત અને ઐરવતના બે વૈતાઢ્યો અને બત્રીસ વિજયના બત્રીસ વૈતાઢ્યો મળીને ચોત્રીસ થાય છે તે દરેક વૈતાઢ્ય ઉપર બે શ્રેણિના મળીને એક સો દશ નગરો હોવાથી ૧૮ ને

મેખલાવાળા અને વૈતાઢ્યો છે એટલે ભરતક્ષેત્રના વૈતાઢ્યની ઉપલી બીજી બે મેખલા ઉપર સૌધર્મ ઇંદ્રના લોકપાલો ક્રીડા કરે છે અને ઐરવત ક્ષેત્રના વૈતાઢ્યની ઉપલી બીજી બે મેખલા ઉપર ઇશાનેંદ્રના લોકપાલો ક્રીડા કરે છે ૮૦

દુદુખંડવિહિઅભરહે-રવયા દુદુગુરુગુહા ય રુપ્પમયા
દો દીહા વેઅઢ્ઢા, તહા દુતીસ ચ વિજએસુ ૮૧

| | |
|---|---|
| દુદુખંડ-બે બે વિભાગ | રુપ્પમયા-રૂપામય |
| વિહિઅ-કરેલા | દીહા-દીર્ઘ લાંબા |
| | વેઅઢ્ઢા-વૈતાઢ્ય |
| ગુરુગુહા-મોટી ગુફા | વિજએસુ-વિજયોમાં |

અર્થ —વળી જેમણે ભરત ક્ષેત્ર અને ઐરવત ક્ષેત્રના બે બે ખંડ (વિભાગ) કર્યા છે, બે બે મોટી ગુફાઓવાળા અને રૂપાના બે લાંબા વૈતાઢ્ય પર્વતો છે. તેમજ બત્રીસ વિજયોમાં બત્રીસ લાંબા વૈતાઢ્ય છે. ૮૧

વિવેચન.—ભરત ક્ષેત્ર અને ઐરવત ક્ષેત્રના બરોબર મધ્ય ભાગમાં આવેલા હોવાથી તે બન્ને ક્ષેત્રના બે બે વિભાગ થયા છે એટલે ભરતક્ષેત્રના દક્ષિણ ભરતાર્ધ અને ઉત્તર ભરતાર્ધ તથા ઐરવત ક્ષેત્રના દક્ષિણ ઐરવતાર્ધ અને ઉત્તર ઐરવતાર્ધ એમ બે વિભાગ થયા છે દરેક વૈતાઢ્યમાં બે બે મોટી ગુફાઓ (જેનું વર્ણન આગળ ગાથા [illegible] માં કરેલું છે) આવેલી છે આ વૈતાઢ્ય પર્વતો રૂપાના છે આ પ્રમાણે લાંબા બે વૈતાઢ્ય જાણવા. તથા મહાવિદેહ

| | |
|---|---|
| ઉમ્મગ્ગ-ઉ મગ્ગા નામની<br>ણિમગ્ગાઓ-નિમગ્ગા નામની<br>કડગાઓ-કટકમાંથી ખાડમાંથી | મહાણઇ-મોટી નદીઓમાં<br>ગયાઓ-ગએલી |

અર્થ —તે ગુફાઓના મધ્ય ભાગમાં બે યોજનના આંતરાવાળી તથા ત્રણ ત્રણ યોજનના વિસ્તારવાળી ઉન્મગ્ના અને નિમગ્ના નામની બે નદીઓ ગુફાના ખ ડોમાંથી નીકળીને મોટી નદીઓને મળે છે ૮૪

વિવેચન —આ વૈતાઢ્યની ગુફામાં બે બે નદીઓ આવેલી છે તે નદીઓ પચાસ યોજન લાંબી ગુફાના મધ્ય-ભાગના એટલે પચીશમા અને છવીશમા એ બે યોજનના આંતરામાં આવેલી છે તે નદીઓ ત્રણ ત્રણ યોજન વિસ્તાર વાળી છે તે ઉન્મગ્ના અને નિમગ્ના નામની છે એટલે કે ગુફાના દક્ષિણ દ્વારથી એકવીશ યોજન જઈએ ત્યારે ૨૨-૨૩-૨૪ એ ત્રણ યોજન પહોળી ઉ મગ્ના નદી છે ત્યાર પછી પચીસમું અને છવીસમું એ બે યોજન મૂકીને ૨૭-૨૮-૨૯ એ ત્રણ યોજન પહોળી નિમગ્ના નદી આવે છે ત્યાર પછી એકવીશ યોજન જઈએ ત્યારે ગુફાનું ઉત્તર દ્વાર આવે છે તથા તે બે નદીઓ પર્વતની ભીંતે રહેલા કટક એટલે મોટા પાષાણ થકી નીકળીને ગંગા સિંધુ રક્તા અથવા રક્તવતી નામની મહાનદીઓમાં મળે છે ૮૪

તે ગુફાઓમાં પ્રવેશ કરતી વખતે ચક્રવર્તી કાકિણી રત્નવડે ગુફાની ભીંતને વિષે મંડલો કરે છે તે કહે છે—

૭૯૫ ભિત્તિ ગુણવ-પણમ ડલે વિલઇ ચક્કિ દુદુસમુદ્દે, પણ સયધણુદપમાણે બારેગદ્દજોઅણુજ્જોએ ૮૫

૧૧૦ વડે ગુણવાથી (૩૪×૧૧=૩૭૪) સાડત્રીસ સો ચાલીસ થાય છે ૮૨

હવે વૈતાઢ્યોની ગુફાઓનું સ્વરૂપ કહે છે—

**गिरिवित्थरदीहाओ, अडुच्चयउपिहुपवेसदाराओ।**
**बारसपिहुलाउ अडु-च्चयाउ वेअड्ढ दुगुहाओ। ८३**

| | |
|---|---|
| गिरिवित्थर-પર્વતના વિસ્તાર જેટલી | अडपिहु पवेस-આઠ યોજન પહોળાં અને પ્રવેશવાળા |
| दीहाओ-લાંબી | दाराओ-દ્વારવાળી |
| अडुच्च-આઠ યોજન ઉંચા | उच्चयाउ-ઉંચાઈવાળી |
| | वेअड्ढ दुगुहाओ-વૈતાઢ્યની ગુફાઓ |

અર્થ—પર્વતના વિસ્તાર જેટલી એટલે પચાસ યોજન લાંબી તથા આઠ યોજન ઉંચા, બાર યોજન પહોળા અને આઠ યોજન પ્રવેશવાળા ઉત્તર દક્ષિણ સન્મુખ દ્વારોવાળી તથા અંદરથી બાર યોજન પહોળી અને આઠ યોજન ઉંચી છે એ બે ગુફાઓ તે દરેક વૈતાઢ્ય પર્વતને વિષે આવેલી છે આ ગુફાઓ વૈતાઢ્યમાં નીકળી વહેતી ગંગા અને સિંધુ તથા રક્તા અને રક્તવતીની વચ્ચે છે ૮૩

તે સર્વ ગુફાઓમાં બબે નદીઓ છે તે કહે છે—

**तम्मज्झदुजोअणअ-तराउ तितिवित्थराउ दुनइओ।**
**उम्मग्गनिमग्गाओ, कडगाउ महानइमयाओ। ८४**

| | |
|---|---|
| तम्मज्झ-તે ગુફાના મધ્યમાં | तिति-ત્રણ ત્રણ (યોજનના) |
| दुजोअण-બે યોજનના | वित्थराओ-વિસ્તારવાળી |
| अंतराओ-અંતરવાળી | दुनइओ-બે નદીઓ |

આલેખતા આલેખતા તમિસ્રા ગુફાના ઉત્તર દ્વાર સુધી જાય છે આ રીતે એક એક ભીંત ઉપર ઓગણપચાસ ઓગણપચાસ મંડલો થાય છે એટલે કુલ અઠ્ઠાણું મંડલો હોય છે અહીં બન્ને બાજુની ભીંત ઉપર જે મંડલો આલેખે છે તેમાં આરંભે અને છેડે ચાર ચાર મંડલો કમાડ ઉપર કરે છે એમ જાણવું આ મંડલો બાબત કેટલાક આચાર્યો કહે છે કે-ગુફામાં પ્રવેશ કરતા ચક્રવર્તી ગોમૂત્રિકના ન્યાયે કરીને એક ભીંત ઉપર પચીશ અને બીજી ભીંત ઉપર ચોવીશ એમ કુલ ઓગણપચાસ જ માંડલા કરે છે આ બાબતનો નિર્ણય કેવળી જ જાણે છે દરેક માંડલું ગુફાનો વિસ્તાર બાર યોજનનો છે તેથી બાર યોજન સુધી પ્રકાશ કરે છે એક માંડલાથી બીજા માંડલાને એક યોજનનું આંતરું છે તેથી એક યોજન સુધી પ્રકાશ કરે છે અને ગુફાની ઉંચાઈ આઠ યોજનની છે તેથી તે માંડલું પણ આઠ યોજન જેટલો ઉંચે પ્રકાશ કરે છે અહીં માંડલાનું આંતરું જે એક યોજનનું કહ્યું છે તે પ્રમાણાંગુલે જાણવું અને મંડલનું પ્રમાણ (લંબાઈ પહોળાઈ) પાંચસો ધનુષ કહ્યું તે ઉત્સેધાંગુલે જાણવું અને તે માંડલ બાર, આઠ અને એક યોજનને પ્રકાશિત કરે છે તે યોજન પ્રમાણાંગુલના માપથી જાણવા. ૮૫

તે બે ગુફાઓનાં નામ કહે છે—

સા તમિસગુહા જીએ, ચક્કી પવિસેઇ મજ્ઝખ તો;
ઉસદ અ કિઅ સો જીએ વત્તઈ સા ખડંપવાયાએ ૮૬

| | |
|---|---|
| કયમાલ કૃતમાલ દેવ | જા જ્યાં સુધી |
| નટ્ટમાલ–નૃત્યમાલ દેવ | ચક્કી–ચક્રવર્તી |
| સુરાઓ–દેવવાળી | તા–ત્યાં સુધી |
| વડ્ઢઈ વાર્ધકી રત્ન | ચિ તિ રહે છે |
| ક્રિમદ–ચપેલી | તાઓ–તે ગુફાઓ |
| સલિલાઓ–નદીઓવાળી | ઉગ્ઘડિઆ–ઉઘાડ |

અર્થ—તે બે ગુફાઓના કૃતમાલ અને નૃત્યમાલ નામના દેવો અધિષ્ઠાયક છે આ ગુફામા આવેલી પૂર્વે કહેલી નદીઓનુ પાણી વાર્ધકી રત્ને બાંધ્યુ હોય છે આવી તે ગુફાઓ ચક્રવર્તી હોય ત્યા સુધી ઉઘાડા દ્વારવાળી હોય છે ૮૭

વિવેચન —તમિસ્રા ગુફાનો અધિષ્ઠાયક કૃતમાલ દેવ છે અને ખડપ્રપાતા ગુફાનો અધિષ્ઠાયક નૃત્યમાલ દેવ છે ચક્રવર્તીના વાર્ધકી રત્ને એટલે સુતારે બાંધ્યુ છે પાણી જેનું એવી તે ગુફાઓ છે એટલે કે તે ગુફાઓમાં રહેલી ઉન્મગ્ના અને નિમગ્ના એ બે નદીઓ ઉપર વાર્ધકી રત્ન પુલ બાંધે છે તેથી તે નદીઓ સુખેથી ઓળગી શકાય છે તથા જ્યાં સુધી ચક્રવર્તી જીવતા હોય અથવા જ્યાં સુધી ચક્રવર્તીએ દીક્ષા ન લીધી હોય ત્યાં સુધી તે ગુફાઓ ઉઘાડા દ્વારવાળી રહે છે (નદી પરના પુલ અને બાંકડાં પણ ત્યાં સુધી જ રહે છે ) ૮૭

બાહ્ય ખંડના મધ્ય ભાગમા આવેલી નગરીનુ પ્રમાણ કહે છે —

બહિખડતો બારસ–દીહા નવવિત્થડા અઉજ્ઝપુરી;
સા લવણા વેઅડ્ઢા, ચઉદિહિઅસય ચિઆરકલા ૮૮

માગધાદિ તીર્થો કહે છે:—

**ચક્કિવસણઇપવેસે, તિત્થદુગ માગહો પભાસો અ;**
**તાણ તો વરદામો, ઇહ સવ્વે બિડુત્તરસય ત્તિ ૮૯**

| | |
|---|---|
| ચક્કિવસ-ચક્રવર્તીએ વશ કરેલી | તાણ તો-તે બે તીર્થની વચ્ચે |
| ણઇપવેસે-નદીના પ્રવેશ સ્થાને | વરદામો-વરદામ તીર્થ |
| તિત્થદુગ-બે તીર્થ | ઇહ-અહી (જંબૂદ્વીપમાં) |
| માગહો-માગધ તીર્થ | બિડુત્તરસયં તિ-એક સો બે |
| પભાસો-પ્રભાસ તીર્થ | |

અર્થ—ચક્રવર્તીને વશવર્તી નદીના પ્રવેશ સ્થાને માગધ અને પ્રભાસ નામે બે તીર્થ છે તે બે તીર્થની વચ્ચે વરદામ નામે તીર્થ છે અહી સર્વે મળી એકસો બે તીર્થ છે ૮૯

ચક્રવર્તીને વશવર્તી અથવા જેમા ચક્રવર્તી થાય તેવા ૩૪ ક્ષેત્રો છે તે આ પ્રમાણે:—ભરત ક્ષેત્ર, ઐરવત ક્ષેત્ર અને મહાવિદેહની બત્રીશ વિજય મળીને કુલ ચોત્રીસ ક્ષેત્રોમા ચક્રવર્તી હોય છે તેમા ભરત ક્ષેત્રમા ગગા અને સિધુ તથા ઐરવત ક્ષેત્રમા રક્તા અને રક્તવતી એ ચારે નદીઓ પૂર્વમા અને પશ્ચિમમાં લવણ સમુદ્રને મળે છે તથા બત્રીશ વિજયની ગગા વગેરે નદીઓ શીતોદા અને શીતા નદીને મળે છે આ નદીઓનુ પોતપોતાના સગમનુ જે સ્થાન છે એટલે જે સ્થળે તે નદી સમુદ્રને મળે છે તે સ્થાનને તીર્થ કહેવામાં આવે છે તેમાં પૂર્વ દિશાના સગમ સ્થાન રૂપ જે તીર્થ છે તે માગધ નામનુ તીર્થ છે

દાહિણ દ્ધે–ભરત ખંડની અંદ    વેઅડ્ઢા–વૈતાઢ્યથી
વિત્થાર વિસ્તારવાળી    ચઉદહિઅસય એક સો ચૌદ
અઉજ્ઝપુરી–અયોધ્યાપુરી    ઇગાર કલા–અગિયાર કલા
લવણા–લવણ સમુદ્રથી

અર્થ—ભરત ખંડના મધ્ય ભાગમાં બાર યોજન લાંબી અને નવયોજન પહોળી અયોધ્યા નામની નગરી છે તે લવણ સમુદ્રથી તથા વૈતાઢ્ય પર્વતથી એક સો ચૌદ યોજન અને અગિયાર કલા એટલી દૂર છે ૮૮

વિવેચન—ભરત ખંડની મધ્યે એટલે દક્ષિણાર્ધ ભરતના મધ્ય ખંડની વચ્ચે બાર યોજન લાંબી અને નવ યોજન પહોળી અયોધ્યા નામની નગરી છે તે નગરી લવણ સમુદ્રથી અને વૈતાઢ્ય પર્વતથી ચૌદ અધિક સો એટલે એક સો ને ચૌદ (૧૧૪) યોજન અને અગ્યાર કળા દૂર છે તે આ પ્રમાણે–ભરતક્ષેત્રનો વિસ્તાર ૫૨૬ યોજન ને ૬ કળા છે તેમાંથી વૈતાઢ્યના વિસ્તારના પચાસ યોજન બાદ કરીએ ત્યારે ૪૭૬ યોજન અને ૬ કળા રહે છે તેનું અર્ધ કરવાથી ભરત ખંડનો એટલે દક્ષિણાર્ધનો વિસ્તાર ૨૩૮ યોજન અને ૩ કળા થાય છે. તેમાંથી નગરીના વિસ્તારના ૯ યોજન બાદ કરીએ ત્યારે ૨૨૯ યોજન અને ૩ કળા રહે છે તેનું અર્ધ કરીએ ત્યારે ૧૧૪ યોજન થાય ઉપર એક યોજન વધે છે તેની કળા ૧૯ થાય તેમાં ૩ કળા નાખવાથી ૨૨ કળા થાય. તેનું અર્ધ કરતા ૧૧ કળા રહે છે તેથી ૧૧૪ યોજન અને ૧૧ કળા ત્યારથી લવણ સમુદ્રથી અને વૈતાઢ્યથી દૂર અયોધ્યા નગરી છે એમ જાણવું ૮૮

અને પશ્ચિમ દિશાના સમુદ્રમાં સ્થાનરૂપ જે તીર્થ છે તે પ્રભાસ નામનું તીર્થ છે તથા તે બન્નેની વચ્ચે વરદામ નામનું ત્રીજું તીર્થ છે એ પ્રમાણે ચક્રવર્તી ક્ષેત્રોમાં ત્રણ ત્રણ તીર્થ હોવાથી ચોત્રીસને ત્રણે ગુણતા ૧૦૨ તીર્થો થાય છે ૮૯

ભરત અને એરવત ક્ષેત્રમાં ફરતા કાળચક્રનું સ્વરૂપ કહે છે—

ભરહેરવએ છછઅર—યમયાવસપ્પિણિઉસપ્પિણીરૂવ;
પરિભમઈ કાલચક્ક દુવાલસાર સયા વિ કમા ૯૦

| | |
|---|---|
| ભરહેરવએ—ભરત ક્ષેત્ર અને એરવત ક્ષેત્રમાં | પરિભમઈ પરિભ્રમણ કરે છે |
| છ છ—છ છ | |
| અરમય આરામય | કાલચક્ક—કાલચક્ર |
| અવસપ્પિણી—અવસર્પિણીરૂપ | દુવાલસઆર—બાર આરાવાળું |
| ઉસપ્પિણીરૂવ ઉત્સર્પિણી સ્વરૂપ | સયાવિ—હંમેશાં |
| | કમા—અનુક્રમે |

અર્થ —ભરત અને એરવત ક્ષેત્રને વિષે છ છ આરામય અવસર્પિણી અને ઉત્સર્પિણી રૂપ કુલ બાર આરાવાળું કાલચક્ર નિરંતર ભ્રમણ કરે છે—ફર્યા કરે છે ૯૦

વિવેચન —ભરત ક્ષેત્ર તથા એરવત ક્ષેત્રમાં અવસર્પિણી તથા ઉત્સર્પિણી એમ બે પ્રકારનો કાલ છે, જેમાં મનુષ્યની બુદ્ધિ, બળ, આયુષ્ય, સુખ વગેરે ઘટતું જાય તે અવસર્પિણી કાલ અને જેમાં બુદ્ધિ બળ, આયુષ્ય વગેરે વધતુ જાય તે ઉત્સર્પિણી કાલ આ બન્ને પ્રકારના કાલમ

છ છ આરા હોવાથી બાર આરા પ્રમાણ કાલચક્ર અનુક્રમે અનાદિ કાળથી ભમ્યા કરે છે ૯૦

આરાનાં નામો કહે છે —

**સુસમસુસમા ય સુસમા, સુસમદુસમા ય દુસમસુસમા ય; દુસમા ય દુસમદુસમા, કમુક્કમા દુસુ વિ અરછક્કં ૯૧**

| | |
|---|---|
| સુસમસુસમા—સુષમ સુષમા નામનો | દુસમ દુસમા—દુષમ દુષમા નામનો |
| સુસમા—સુષમા નામનો | કમ ક્રમે અનુક્રમે |
| સુસમદુસમા સુષમ દુષમા નામનો | ઉક્કમે—ઉત્ક્રમે ઉલટા ક્રમે |
| દુસમ સુસમા—દુષમ સુષમા નામનો | દુસુ વિ બેમાં ( અવસર્પિણી અને ઉત્સર્પિણીમાં ) |
| દુસમા—દુષમા નામનો | અરછક્ક છ આરા |

અર્થ —બન્નેને વિષે ક્રમે અને ઉત્ક્રમે કરીને છ છ આરા હોય છે તે આ પ્રમાણે-પહેલો સુષમસુષમા નામનો આરો ૧ તથા બીજો સુષમા નામનો આરો ત્રીજો સુષમ દુષમા નામનો આરો અને ચોથો દુષમસુષમા નામનો આરો, અને પાંચમો દુષમા નામનો આરો તથા છઠ્ઠો દુષમદુષમા નામનો આરો છે ૯૧

વિવેચન —અવસર્પિણીના છ આરાના નામ ગાથાના અર્થમાં જણાવ્યા છે તેનાથી ઉત્ક્રમે ઉલટી રીતે ઉત્સર્પિણીના છ આરાના નામ જાણવા એટલે કે દુષમદુષમા ૧ દુષમા ૨, દુષમસુષમા ૩, સુષમદુષમા ૪ સુષમા ૫ અને સુષમસુષમા ૬ તેમાં અવસર્પિણી એ પડતો કાળ છે અને



ઉત્સર્પિણી તથા અવસર્પિણી કાળના ૬ ૬ આરા.

પૃ. ૧૦૭ ભા.

કોડાકોડી અદ્ધા પલ્યોપમે એક સૂક્ષ્મ અદ્ધા સાગરોપમ થાય છે ૯૨

આરાનુ પ્રમાણ કહે છે—

સાગરચઉતિદુકોડાકોડિમિએ અરતિગે નરાણ કમાઃ
આઊ તિદુઇગપલિઆ,તિદુઇગકોસા તણુચ્ચત્ત ૯૩

| | |
|---|---|
| ચઉતિદુ-ચાર ત્રણ બે | આઊ-આયુષ્ય |
| મિએ-પ્રમાણવાળા | કોસા કોશ ગાઉ |
| અરતિગે-ત્રણ આરામાં | તણુચ્ચત્ત-શરીરની ઉંચાઇ |

અર્થ —ચાર, ત્રણ અને બે કોડાકોડી સાગરોપમ પ્રમાણ પહેલા ત્રણ આરાને વિષે મનુષ્યોનુ આયુષ્ય અનુક્રમે ત્રણ, બે અને એક પલ્યોપમનુ હોય છે તથા ત્રણ, બે અને એક કોશ પ્રમાણ શરીરની ઉંચાઇ હોય છે ૯૩

વિવેચના—અવસર્પિણીનો પહેલો આરો ચાર કોડાકોડિ સાગરોપમનો છે બીજો આરો ત્રણ કોડાકોડિ સાગરોપમનો અને ત્રીજો આરો બે કોડાકોડિ સાગરોપમનો છે મનુષ્યોનુ આયુષ્ય પહેલા આરામા ત્રણ પલ્યોપમનું બીજા આરામા બે પલ્યોપમનુ અને ત્રીજા આરામાં એક પલ્યોપમનુ છે પહેલા આરામા મનુષ્યોના શરીરની ઉંચાઇ ત્રણ ગાઉની છે બીજા આરામા બે ગાઉની અને ત્રીજા આરામાં એક ગાઉની છે ૯૩

તે જ ત્રણ આરાને વિષે આહારાદિકનુ પ્રમાણ કહે છે—

તિદુઇગદિણેહિં તુવરિ-બયરામલમિત્ત તેસિમાહારોઃ
પિટ્ઠકરંડા દોસય, છપ્પણ્ણા તદ્દલ ચ કમ ૯૪

અઠ્ઠાવીસ પાસળીઓ હોય છે અને ત્રીજા આરાના મનુષ્યોને પૃષ્ઠકરંડક તેથી પણ અર્ધા એટલે ચોસઠ હોય છે ૯૪

તેજ ત્રણ આરાને વિષે અપત્યપાલન કરવાનું પ્રમાણ વગેરે કહે છે—

ગુણવણ્ણદિણે તહ પનર પણુ અહિએ અવચ્ચપાલણયા;
અવિ સયલજિઆ જુઅલા સુમણ સુરૂવા ય
સુરગઇઆ ૯૫

| | |
|---|---|
| ગુણવણ્ણદિણે-ઓગણપચાસ દિવસ | સયલજિઆ-સઘળા છ |
| પનરઅહિએ-પંદર અધિક | જુઅલા-યુગલિયા |
| અવચ્ચ પાલણયા-અપત્ય | સુમણ-સારા મનવાળા |
| (બાળક) પાલના | સુરૂવા-ઉત્તમ રૂપવાળા |
| અવિ-વળી | સુરગઇઆ-દેવગતિમાં જનારા |

અર્થ—પહેલા આરામાં ૪૯ દિવસ અપત્યનું પાલન કરે છે. બીજા અને ત્રીજા આરામાં અનુક્રમે ૧૫-૧૫ દિવસ અધિક જાણવું. વળી સઘળા જીવો યુગલિયા હોય છે તેઓ સારા મનવાળા સુંદર રૂપવાળા અને દેવગતિમાં જનારા હોય છે ૯૫

વિવેચન—પહેલા આરાને વિષે યુગલિક દંપતી (સ્ત્રી પુરુષ) અપત્યનું એટલે જે પુત્રપુત્રી રૂપ બાળકને જન્મ આપે તેમનું પાલન એટલે પોષણ સાર સંભાળ ઓગણપચાસ દિવસ સુધી કરે છે ૪૯ દિવસમાં તે બાળકો પોતાની મેળે પોતાનું પોષણ કરે તેવા થાય છે (અપત્ય પ્રસવ પછી છ માસે તેના માતાપિતા મરણ પામે છે એમ

ત્રણે આરા માટે સમજવુ ) તથા બીજા આરાને વિષે પદર દિવસ અધિક એટલે ચોસઠ દિવસ સુધી અપત્યનુ પાલન કરે છે અને ત્રીજા આરાને વિષે તેથી પણ પદર દિવસ અધિક એટલે ઓગણાએંશી દિવસ સુધી અપત્યનુ પાલન કરે છે વળી તે ત્રણે આરામા સર્વે ગર્ભજ પચેદ્રિય જીવો યુગલિયા હોય છે તથા અલ્પ કષાય હોવાથી શુભ ચિત્ત વાળા સારા રૂપવાળા એ સૌ સમચતુરસ્ર સસ્થાનવાળા અને મરીને દેવગતિમાં જનારા હોય છે એટલે કે યુગલ ધામિક મનુષ્યો અને તિર્યંચો એ સર્વ પોતાના આયુષ્યના ક્ષયે મરીને પોતાના આયુષ્ય સમાન અથવા હીન આયુષ્ય વાળા દેવોને વિષે જ ઉત્પન્ન થાય છે ૯૫

તે આરાને વિષે દશ પ્રકારના કલ્પવૃક્ષ યુગલિકોને જે જે વસ્તુ આપે છે તે બે ગાથાવડે કહે છે—

તેસિ મત્તગ ૧ ભિગા ૨, તુડિઅગા ૩ જોઇ ૪ દીવ ૫ ચિત્તગા ૬ ।
ચિત્તરસા ૭ મણિઅગા ૮ ગેહાગારા ૯ અણિઅ ણકખા ૧૦ ૯૬

પાણ ૧ ભાયણ ૨ પિચ્છણ ૩, રવિપહ ૪ દીવપહ ૫ કુસુમ ૬ આહારો ૭ ।
ભૂસણ ૮ ગિહ ૯ વત્થાસણ ૧૦, કપ્પદુમા દસવિદા દિતિ ૯૭

પ્રકારની ચિત્રશાળા વિગેરે સહિત સાત માળના, પાંચ માળના અને ત્રણ માળના વિગેરે ઘરોને આપે છે ૯ તથા અનિયત નામના કલ્પવૃક્ષો દેવદૂષ્ય વિગેરે વસ્ત્રો અને ભદ્રાસન વિગેરે આસનો તથા શય્યા વિગેરે આપે છે ૧૦ ૯૬–૯૭

સર્વ આરાઓને વિષે તિર્યંચોના આયુષ્યના પ્રમાણને બાહુલ્યતાએ કહે છે —

મણુઆઉસમ ગયાઈ, હયાઇ ચઉરંસ અજાઇ અટ્ઠંસા;
ગોમહિસુટ્ટખરાઇ પણંસ સાણાઈ દસમંસા ૯૮
ઇચ્ચાઈ તિરિચ્છાણ વિ, પાયં સવ્વારએસુ સારિચ્છં;
તઇઆરગસેસિ કુલગર–નયજિણધમ્માઈ ઉપ્પત્તી ૯૯

| | |
|---|---|
| મણુઆઉસમ–મનુષ્ય આયુષ્ય જેટલું | ઇચ્ચાઈ ઇત્યાદિ |
| ગયાઈ હાથી વગેરેનું | તિરિચ્છાણવિ–તિર્યંચોનું પણ |
| હયાઇ ઘોડા વગેરેનું | પાયં પ્રાયે ઘણા ભાગે |
| ચઉરંસ–ચોથો ભાગ | સવ્વારએસુ–સર્વ આરાઓમાં |
| અજાઇ–બકરા વગેરેનું | સારિચ્છં–સરખું |
| અટ્ઠંસા–આઠમા ભાગનું | તઇઆરસેસિ–ત્રીજો આરો (શેષ) બાકી હોય ત્યારે |
| ગો–ગાય | કુલગર–કુલકર |
| મહિસ પાડા | નય–નીતિ |
| ઉટ્ટ–ઊંટ | જિણધમ્માઇ–જિનધર્માદિની |
| ખરાઇ–ગધેડાં વગેરેનું | ઉપ્પત્તી–ઉત્પત્તિ |
| પણંસ પાંચમા ભાગનું | |
| સાણાઇ–કૂતરાં વગેરેનું | |
| દસમંસા–દશમા ભાગનું | |

કયા આરામાં પહેલા અને છેલ્લા તીર્થંકરની ઉત્પત્તિ તથા નિર્વાણ થાય તે કહે છે—

કાલદુગે તિચઉત્થા-રગેસુ એગૂણનવઇપક્ખેસુ
સેસેસુ સિજ્ઝ-તિ હુંતિ પઢમ તિમજિણિંદા. ૧૦૦

| | |
|---|---|
| કાલદુગે-બે કાળમાં | સેસેસુ-શેષ છતે |
| તિચઉત્થારગેસુ ત્રીજા ચોથા આરામાં | સિજ્ઝંતિ-સિદ્ધ થાય છે |
| એગુણનવઇ-નેવ્યાશી | પઢમતિમ-પહેલા અને છેલ્લા |
| પક્ખેસુ પખવાડીયા | જિણિંદા-જિનેશ્વરો |
| સેસિ બાકી રહેતાં | |

અર્થઃ—બને કાળને વિષે—એટલે અવસર્પિણીના ત્રીજા અને ચોથા આરાના ૮૯ પખવાડીયા શેષ રહે ત્યારે પહેલા અને છેલ્લા જિનેશ્વર સિદ્ધ થાય છે અને ઉત્સર્પિણીના બને આરાના ૮૯ પખવાડીયા જાય ત્યારે પહેલા અને છેલ્લા જિનેશ્વર જન્મે છે ૧૦૦

વિવેચન —અવસર્પિણીમાં ત્રીજા આરાના નેવ્યાશી પખવાડીયા બાકી રહે ત્યારે પહેલા તીર્થંકર સિદ્ધિપદને પામે અને તેનાજ ચોથા આરાના નેવ્યાશી પખવાડીયા બાકી રહે ત્યારે છેલ્લા તીર્થંકર સિદ્ધિપદને પામે છે ઉત્સર્પિણીને વિષે બીજા આરાના નેવ્યાશી પખવાડીયા જાય ત્યારે પ્રથમ તીર્થંકર જન્મે અને તેનાજ ચોથા આરાના નેવ્યાશી પખવાડીયા જાય ત્યારે છેલ્લા તીર્થંકર જન્મે. ૧૦૦

અર્થ—હાથી વગેરેનું મનુષ્યના આયુષ્ય જેટલું ઘોડા વગેરેનું મનુષ્યના આયુષ્યના ચોથા ભાગ જેટલું, બકરા વગેરેનું આઠમા ભાગ જેટલું; બળદ, પાડા, ઉંટ, ગધેડા વગેરેનું પાંચમા ભાગ જેટલું અને કુતરા વગેરેનું દસમા ભાગ જેટલું આયુષ્ય હોય છે એ પ્રમાણે પ્રાયે તિર્યંચોનું સર્વ આરાઓમાં સરખાપણું જાણવું ત્રીજો આરો કાંઈક બાકી રહે ત્યારે કુલકરની, તીર્થંકરની અને ધર્માદિની ઉત્પત્તિ થાય છે ૯૮—૯૯

વિવેચન:—હાથી સિંહ, અષ્ટાપદ વગેરેનું આયુષ્ય મનુષ્યના આયુષ્ય જેટલું હોય છે ઘોડા ખચ્ચર વિગેરેનું આયુષ્ય મનુષ્યના આયુષ્યના ચોથા ભાગ જેટલું હોય છે બકરા, ઘેટા વિગેરેનું આયુષ્ય મનુષ્યના આયુષ્યના આઠમા ભાગ જેટલું હોય છે બળદ, પાડા ઉંટ, ગધેડા વિગેરેનું આયુષ્ય મનુષ્યના આયુષ્યના પાંચમા ભાગ જેટલું હોય છે કુતરા વરૂ શિયાળ વિગેરે મનુષ્યના આયુષ્યના દશમા ભાગના આયુષ્યવાળા હોય છે ઇત્યાદિ તિર્યંચોનું સર્વ આયુષ્ય પ્રાયે કરીને સર્વ એટલે છએ આરાને વિષે સમાન એટલે મનુષ્યના આયુષ્યથી ઉપર જણાવેલા અંશ પ્રમાણ હોય છે જે જે આરામાં મનુષ્યનું જેટલું આયુષ્ય કહ્યું છે તેની અપેક્ષાએ તે તે આરામાં તેટલાપણે ભાગે તે તે તિર્યંચોનું આયુષ્ય જાણવું તથા ત્રીજો આરો કાંઈક શેષ રહે ત્યારે કુલકરોની, નીતિની, તીર્થંકરની અને ધર્મ આદિ વિગેરેની ઉત્પત્તિ થાય છે ૯૮—૯૯

આશને વિષે મનુષ્યો આરામાં સાત હાથ ઉંચા હોય છે તથા એક સો ને ત્રીશ વર્ષના આયુષ્યવાળા હોય છે તેને અંતે એટલે પાંચમા આરાને છેડે ધર્માદિકનો નાશ થાય છે ૧૦૨

પાંચમા આરાનું અંતનું સ્વરૂપ કહે છે—

ખારગિવિસાઇહિ, હાહાભૂઆકયાઇપુહવીએ,
ખગબીયવિઅડ્ઢાઇસુ, ણરાઇબીય બિલાઇસુ ૧૦૩

ખાર ક્ષારની
અગ્નિ-અગ્નની
વિસાઇહિ વિષાદિકની
હાહાભૂઆકયાઇ-હાહાકાર કરાએલી
પુહવીએ-પૃથ્વીમાં
ખગબીય-પક્ષીના બી ૮
વિઅડ્ઢાઇસુ-વૈતાઢ્યાદિ પર્વતોમાં
ણરાઇબીય-મનુષ્ય વગેરેના બીજ
બિલાઇસુ-બિલોમાં

અર્થ—લવણાદિક ક્ષાર અગ્નિ અને વિષાદિકની વૃષ્ટિવડે હાહાભૂત કરેલી પૃથ્વી ઉપર પક્ષીનાં બીજ વૈતાઢ્ય વિગેરે પર્વતને વિષે અને મનુષ્ય અને પશુનું બીજ બિલ વિગેરેને વિષે રહેશે. ૧૦૩

બિલનું સ્વરૂપ કહે છે—

બહુમચ્છચ્ચક્કવહણઈ-ચઉક્કપાસેસુ ણવ ણવ બિલાઇ;
વેઅડ્ઢોભયપાસે, ચઉઆલસયં બિલાણેવં ૧૦૪

બહુ મચ્છ-ઘણા મત્સ્યવાળી
ચક્કવહ ચક્ર જેટલા પ્રવાહવાળી
ણઈ-ચઉક્ક-ચાર નદીઓના
પાસેસુ-પાસે
ઉભયપાસે-બે પાસે (બાજુએ)
બિલાઇ-બિલ
ચઉઆલસયં-એકસો ચુમાલીસ
એવં-એ પ્રમાણે

| | |
|---|---|
| જલમસમ–પાંચમા આરા સરખા | મચ્છાસિણો–મત્સ્ય ખાનારા |
| હુરે–આ આરામાં | દુરૂવા–રૂપ |
| હુકરૂચ્ચા–બે હાથ ઉંચા | કૂરા નિર્દય |
| મણુઆ–મનુષ્યો | બિલવાસી–બિલોમાં વસનારા |
| | કુગઇગમા–દુર્ગતિમાં જનારા |

અર્થ —પાંચમા આરાની જેવા એટલે એકવીશ હજાર વર્ષના પ્રમાણવાળા છઠ્ઠા આરામાં મનુષ્યો બે હાથ ઉંચા હોય છે, વીશ વર્ષના આયુષ્યવાળા મત્સ્યનો આહાર કરનારા ખરાબ રૂપવાળા ક્રૂર અધ્યવસાયવાળા બિલમાં વસનારા અને મરીને નરક અને તિર્યંચ રૂપ કુગતિમાં જનારા હોય છે ૧૫

નિલ્લજ્જા ણિવ્વસણા, ખરવયણા પિઅસુઅાઇઠિઇરહિઆ;

થીઓ છવરિસગબ્ભા, અઇદુહપસવા બહુસુઆ ય ૧૦૬

| | |
|---|---|
| નિલ્લજ્જા લજ્જા રહિત | થીઓ–સ્ત્રીઓ |
| ણિવ્વસણા–વસ્ત્રરહિત | છવરિસગબ્ભા–૭ વર્ષની ગર્ભવાળી |
| ખરવયણા–કઠોર વચનવાળા | |
| પિઅસુઆઇ પિતા પુત્રાદિની | અઇદુહ–ઘણા દુઃખ |
| ઠિઇરહિઆ–સ્થિતિ (મર્યાદા રહિત) | પસવા–પ્રસવ કરનારી |
| | બહુસુઆ–ઘણુ સંતાનવાળી |

અર્થ —તે છઠ્ઠા આરાના મનુષ્યો લજ્જારહિત વસ્ત્ર રહિત–નગ્ન, કઠોર વચન બોલનારા પિતા પુત્ર વિગેરેની સ્થિતિ–મર્યાદા રહિત એટલે પિતા પુત્ર, સ્ત્રી પુરૂષ, ભાઈ

અર્થ—વૈતાઢ્ય પર્વતની બન્ને બાજુએ સર્વ માછલાવાળી અને શકની ખાસ જેવડા પ્રવાહવાળી નદી ઓના ચાર તટને વિષે નવ નવ બિલ હોવાથી કુલ એકસો ચુમાલીસ બીલો જાણવા ૧૪

વિવેચના—ભરત ક્ષેત્ર અને એરવત ક્ષેત્રના વૈતાઢ્ય પર્વતની ઉત્તર તથા દક્ષિણ બાજુએ ઘણા માછલાં એટલે જળચર જીવોવાળી અને શકની ખાસ જેવડા પ્રવાહવાળી ગંગા, સિંધુ, રક્તા અને રક્તવતી નામની ચાર નદીએ વહેછે. તેના બન્ને બાજુના તટને વિષે નવ નવ બિલો છે એ પ્રમાણે સર્વ મળીને બિલો એક સો ને ચુમાલીશ થાય છે તે આ પ્રમાણે.—દક્ષિણાર્ધ ભરત ક્ષેત્રમાં ગંગા ને સિંધુ એ બે નદીઓના ચાર તટ છે અને એ જ પ્રમાણે ઉત્તરાર્ધ ભરતમા પણ તે બે નદીઓના ચાર તટ છે, બન્ને મળીને આઠ તટ થયા. તે દરેક તટને વિષે નવ નવ બિલો હોવાથી નવને આઠે ગુણતાં બહોંતેર બિલો ભરત ક્ષેત્રના એક વૈતાઢ્યના બન્ને બાજુના મળીને થયા એ જ પ્રમાણે એરવત ક્ષેત્રમા એક વૈતાઢ્ય છે તે ક્ષેત્રની રક્તા અને રક્તાવતી એ બે નદીઓના પણ આઠ તટ થાય અને તેને નવ ગુણતા ૭૨ થાય અને મળીને જબૂદ્વીપને વિષે ૧૪૪ બિલો છે ૧૪

છઠ્ઠા આરામાં મનુષ્યાદિકનું સ્વરૂપ બે ગાથામાં કહે છે—

પંચમસમછ઼ારે કુકમ્મચ્ચા વીસવરિસઆઉ ણરા;
મ છાસિણો કુમ્મા, કુગ બિલવાસી કુગઇગમા ૧૦૨

આયુષ્ય સુખ વગેરે ભાવો ક્રમે ક્રમે વૃદ્ધિ પામે છે ત્યારે તેનાથી ઉલટા સ્વરૂપવાળી અવસર્પિણીમા તે બળ બુદ્ધિ વગેરે ધીમે ધીમે ઘટતા જાય છે આ બન્ને મળીને એક કાલચક્ર કહેવાય છે તેમા ૨૦ કોડાકોડી સાગરોપમનો કાલ થાય છે ૧૦૭

હવે ચાર યુગ્મ ક્ષેત્રને વિષે અનુક્રમે ચાર આરાનુ સમાનપણુ કહે છે —

કુરુદુગિ હરિરમ્મયદુગિ, હેમવએરણ્ણવઇદુગિ વિદેહે;
કમસો સયાવસપ્પિણિ, અરયચઉક્કાઇસમકાલો ૧૦૮

| | |
|---|---|
| કુરુદુગિ-દેવકુરુ અને ઉત્તર કુરુમાં | અરય ચઉક્ક—ચાર આરાના |
| કમસો—અનુક્રમે | આઇસમ કાલો—આરંભ જેવા કા. |

અર્થ:—દેવકુરુ અને ઉત્તરકુરુના યુગલમાં, હરિવર્ષ અને રમ્યક ક્ષેત્રના યુગલમા, હેમવત અને ઐરવત ક્ષેત્રના યુગલમા તથા મહાવિદેહ ક્ષેત્રમા અનુક્રમે અવસર્પિણીના ચાર આરાના આદિ કાલ જેવો કાલ સદા કાલ હોય છે ૧૦૮

વિવેચન —બે કુરુ ક્ષેત્રમા એટલે દેવકુરુ અને ઉત્તર કુરુમાં, હરિવર્ષ અને રમ્યક એ બે ક્ષેત્રમાં હૈમવત અને ઐરણ્યવત એ બે ક્ષેત્રમા તથા વિદેહમાં એટલે પૂર્વ મહા વિદેહ અને પશ્ચિમ મહાવિદેહ એ બે ક્ષેત્રમા અનુક્રમે સદા કાળ અવસર્પિણીના ચાર આરાના પ્રારંભના જેવો કાળ વર્તે છે એટલે દેવકુરુ અને ઉત્તરકુરુ ક્ષેત્રમા સુષમસુષમા નામના પહેલા આરાના પ્રારંભ કાળ જેવો કાળ સદા વર્તે

મેન વિશેષની મર્યાદા વિનાના સ્વતંત્ર વર્તણુકવાળા એવી સ્ત્રીઓ છ વર્ષની વયે ગર્ભને ધારણ કરનારી, અતિ દુઃખે બાળકનો પ્રસવ કરનારી અને ઘણાં છોકરાંવાળી હોય છે ૧૬

હવે સંપૂર્ણ કાળચક્ર કહે છે—

**ઈઅ અરછક્કેણવસ-પ્પિણિ ત્તિ ઓસપ્પિણી વિ વિવરીઆ;**
**વીસં સાગરકોડા-કોડીઓ કાલચક્કમ્મિ ૧૭**

| | |
|---|---|
| ઇઅ એ પ્રમાણે<br>અરછક્કેણ-છ આરા વડે<br>વિવરીઆ-વિપરીત | સાગર-સાગરોપમ<br>કાલચક્કમ્મિ-કાલ ચક્રમાં |

**અર્થ** —આ પ્રમાણે એટલે ઉપર કહ્યા પ્રમાણે છ આરાએ કરીને અવસર્પિણી સમાપ્ત થાય છે અને તેનાથી વિપરીત એવી ઉત્સર્પિણી પણ છ આરાવડે સમાપ્ત થાય છે આ પ્રમાણે અવસર્પિણી અને ઉત્સર્પિણી રૂપ એક કાળ ચક્રને વિષે વીસ કોડાકોડિ સાગરોપમ પ્રમાણ કાળ થાય છે ૧૭

**વિવેચન** —એ પ્રમાણે પ્રથમ સુષમસુષમા આરાથી શરૂ કરીને છેલ્લા દુષમદુષમા રૂપ છ આરા મળીને એક અવસર્પિણી થાય છે તેથી ઉલટી રીતે એટલે પહેલો દુષમ દુષમા અને છેલ્લો સુષમસુષમા એ ક્રમે છ આરા મળીને એક ઉત્સર્પિણી થાય છે જો કે ઉત્સર્પિણી અને અવસર્પિણી બન્નેમાં કાળનું પ્રમાણ સરખું છે તે છતાં એ જુદાં નામ પાડવાનું કારણ એ છે કે ઉત્સર્પિણીમાં બળ, બુદ્ધિ

આવાસો છે તે ચારે પર્વતો એક હજાર યોજન મૂળને વિષે તથા ઉપર (શિખરને) વિષે પહોળા છે તથા ઉચપણાને વિષે એક હજાર યોજન છે ૧૦૯—૧૧૦

વિવેચન —હેમવત ક્ષેત્ર, ઐરણ્યવત ક્ષેત્ર, હરિવર્ષ ક્ષેત્ર તથા રમ્યક ક્ષેત્ર એ ચાર યુગલિક ક્ષેત્રોમા મધ્ય ભાગમા એક એક ગોળ વૈતાઢ્ય રત્નમય છે તેમા હેમવત ક્ષેત્રમાં શબ્દાપાતી નામનો વૃત્ત વૈતાઢ્ય છે તેની ઉપર સ્વાતિ નામના દેવનો નિવાસ છે ઐરણ્યવત ક્ષેત્રમા વિકટાપાતી નામનો વૃત્ત વૈતાઢ્ય છે તેની ઉપર અરૂણ દેવનો આવાસ છે હરિવર્ષ ક્ષેત્રમા ગંધાપાતી નામનો વૃત્ત વૈતાઢ્ય છે તેની ઉપર પદ્મદેવનો આવાસ છે અને રમ્યક ક્ષેત્રમા માલ્યવાન નામે વૃત્ત વૈતાઢ્ય છે, તેની ઉપર પ્રભાસદેવનો આવાસ છે આ ચારે વૃત્ત વૈતાઢ્યની મૂળમાં એક હજાર યોજન પહોળાઇ છે તથા શિખર ઉપર પણ એક હજાર યોજન પહોળાઇ છે તેમજ ઉંચાઇ પણ હજાર યોજનની છે ૧૦૯—૧૧૦

હવે મેરૂ પર્વતનુ સ્વરૂપ કહે છે—

મેરુ વટ્ટો સહસ્સ-કંદો લક્ખૂસિઓ સહસ્સુવરિં;
દસગુણ ભુવિ તં સહુવઈ દસિગારસ પિહુલમૂલે ૧૧૧

વટ્ટો ગોળ આકારનો
કંદો કંદવાળો
લક્ખૂસિઓ લાખ યોજન ઉંચો
ભુવિ પૃથ્વી ઉપર

સહુવઇ—નવુ યોજન સહિત
દસિગાર સ—અગિઆરીઆ દશ ભાગ
પિહુલમૂલે—મૂળમાં પહોળો

અર્થ —મેરૂ પર્વત વટ્ટ—ગોળ છે તેનો એક હજાર યોજન પ્રમાણ કંદ છે તે લાખ યોજન ઉંચો છે તથા એક

અર્થ —મેરૂનો કંદ પૃથ્વી, પાષાણ, વજ્ર અને કાંકરામય છે ત્યાંથી ઉપર સોમનસ વન સુધી સ્ફટિક રત્ન, અંકરત્ન, રૂપુ અને સુવર્ણમય છે બાકીનો કંદ સુવર્ણમય છે ૧૧૮

વિવેચન —પૃથ્વી એ તે માટી, ઉપલ એટલે પાષાણ વજ્ર એટલે હીરા અને શર્કરા એટલે કાંકરા આ ચાર વસ્તુમય મેરૂ પર્વતનો કંદ છે એ પર્વત પૃથ્વીમાં એક હજાર યોજન પ્રમાણ ઉંડો છે તે મેરૂનો કંદ કહેવાય છે તે કંદ આ ચાર વસ્તુમય છે એ મેરૂનો પહેલો કાંડ સમજવો ૧ પછી ભૂમિથી ઉપર સોમનસ નામનુ વન આવે ત્યાંસુધી સ્ફટિકરત્ન, અંકરત્ન, રૂપુ અને કંચન એટલે સુવર્ણ એ ચારમય ત્રેસઠ હજાર યોજનનો આ બીજો કાંડ છે ૨ તથા બાકીનો મેરૂ પર્વત એટલે સોમનસ વનથી શિખર સુધી શુદ્ધ સુવર્ણમય છે આ છત્રીશ હજાર યોજનનો ત્રીજો કાંડ છે એ પ્રમાણે એક હજાર યોજનનો પ્રથમ કાંડ, ત્રેસઠ હજાર યોજનનો બીજો કાંડ અને છત્રીશ હજાર યોજનનો ત્રીજો કાંડ મળીને લાખ યોજન પૂર્ણ થાય છે ( અહીં એટલુ વિશેષ જાણવાનુ છે કે—પહેલો કાંડ હજાર યોજનનો છે તેમાં પ્રથમથી અઢીસો અઢીસો યોજન માટી, પાષાણ, હીરા અને કાંકરામય છે એ જ રીતે ત્રેસઠ હજારના બીજા કાંડમાં પણ પંદર હજાર સાતસો ને પચાસ યોજન સ્ફટિક રત્નમય ૧૫૭૫૦ અંકરત્નમય, ૧૫૭૫૦ રૂપામય અને ૧૫૭૫૦ સુવર્ણમય છે તથા ત્રીજો કાંડ એકલા શુદ્ધસુવર્ણમય છે આ બાબતમાં બીજે એમ પણ જણાવ્યુ છે કે

હજાર યોજન શિખર ઉપર વિસ્તારવાળો-પહોળો છે તેથી ઘટાડતો પૃથ્વીતળ ઉપર પહોળો છે તથા તેમાં નેવું યોજન અને એક યોજનના અગીઆરિયા દશ ભાગ નાખીએ તેટલો મૂળને વિષે પહોળો છે ૧૧૧

વિવેચન—મેરુ પર્વત મહાવિદેહ ક્ષેત્રની મધ્યમાં આવેલો છે તે ગોળાકારે છે તેનો કંદ એક હજાર યોજનનો છે એટલે તે જમીનમાં એક હજાર યોજન ઉંડો છે. તેની એક લાખ યોજનની ઉંચાઈ છે એટલે એક હજાર યોજન જમીનમાં આવેલો છે અને નવાણું હજાર યોજન બહાર છે એ પ્રમાણે લાખ યોજન ઉંચો છે. તેની શિખર ઉપર એક હજાર યોજનની પહોળાઈ છે અને પૃથ્વી તલ આગળ તેથી દશ ગુણી એટલે દશ હજાર યોજન પહોળાઈ છે તથા મૂળમાં એટલે કંદને વિષે તે દશ હજારમાં નેવું યોજન અને અગિઆરીઆ દશ ભાગ અધિક કરીએ એટલે દશ હજાર નેવું યોજન અને અગિઆરીઆ દશ ભાગની પહોળાઈ છે ૧૧૧

મેરુના ત્રણ કાંડ કહે છે—

પુઢવુવલવયરસક્કર-મયકંદો ઉવરિ જાવ સોમણસં ।
ફલિહંકરયયકંચણ-મઓ અ જંબૂણઓ સેસો. ૧૧૨

| | |
|---|---|
| પુઢવી પૃથ્વી | ફલિહ-સ્ફટિક રત્ન |
| ઉવલ પત્થર | અંક-અંક રત્ન |
| વયર-વજ્ર રત્ન | રયય-રજત, રૂપું |
| સક્કરમય કાંકરામય | કંચણમઓ કંચન મય |
| જાવ-સુધી | જંબૂણઓ-જાંબૂનદ સુવર્ણમય |
| સોમણસ સોમનસ વન | સેસો-બાકીનો ભાગ |

હવે પંડક વનનુ સ્વરૂપ કહે છે—

ચૂલાતલાઉ ચઉસય, ચઉણુવઇ વલયરુવવિક્ખંભ;
બહુજલકુંડ પંડગ-વણ ચ સિહરે સવેઇઅં ૧૧૪

| | |
|---|---|
| ચૂલાતલાઉ-ચૂલિકાના મૂળથી | બહુજલકુંડ-ઘણા પાણીવાળા કુંડવાળુ |
| ચઉણુવઇ-ચોરાણુ | |
| વલયરુવ-વલય રૂપ | પંડગવણ-પંડકવન |
| વિક્ખંભ-વિષ્કંભવાળુ | સવેઇઅં-વેદિકા સહિત. |

અર્થ—ચૂલિકાના તળથી શિખર તળને વિષે ચારસો ચોરાણુ યોજન વલયાકારે વિષ્કંભરૂપ ઘણા જળના કુંડો વાળુ વેદિકા સહિત પાંડુક વન આવેલુ છે ૧૧૪

વિવેચન—મેરૂ પર્વતના શિખરને વિષે પાંડુકવન આવેલુ છે તે મેરૂની ચૂલિકાને ફરતુ ચારે બાજુ વલયાકારે આવેલુ છે તેની વલયાકાર પહોળાઇ ચારસો ચોરાણુ યોજન પ્રમાણ છે કારણ કે મેરૂનુ શિખર એક હજાર યોજન ગોળાકારે પહોળુ છે તેમા વચ્ચે ગોળાકાર બાર યોજન પહોળી ચૂલિકા છે તે હજારમાંથી બાદ કરતા ૯૮૮ યોજન બાકી રહે. ચૂલિકા વચમાં હોવાથી બન્ને બાજુ તેના અર્ધ પ્રમાણ એટલે ૪૯૪ યોજન પ્રમાણ ગોળાકારે તે પંડક વન જાણવુ વળી તે વનમાં આવેલા કુંડોમા ઘણુ જળ છે તેમ જ વનને ચારે બાજુ ફરતી વેદિકા આવેલી છે ૧૧૪

પહેલા કાંડના હજાર યોજન સુધી માટી વગેરે મારેની મિશ્રતા છે તેવીજ રીતે બીજા કાંડમા પણ સત્તાગ સુધી મિશ્રતા જાણવી ત્રીજે કાંડ એકલા રત્નસુવર્ણમય કહ્યો છે એટલે ત્યાં મિશ્રતા નથી તોપણ ત્યાં બીજી થોડી થોડી વસ્તુઓ હોવાથી તેની વિવક્ષા કરી નથી એમ સમજવું ૧૧૨

મેરૂની ચૂલિકાનું સ્વરૂપ કહે છે.—

તદુવરિ ચાલીસુચ્ચા, વટ્ટા મૂલુવરિ બાર ચઉ પિહુલા
વેરુલિયા વરચૂલા, સિરિભવણપમાણચેઇહરા. ૧૧૩

| | |
|---|---|
| તદુવરિ—તેની ઉપર | સિરિ ભવણ—શ્રીદેવીના ભવન |
| વેરુલિયા—વૈ. નની | પ્ર મા |
| વરચૂલા—ઉત્તમ ચૂલિકા | ચેઇહરા—ચૈત્યવાળી |

અર્થ —તે મેરૂ પર્વતની ઉપર ચાલીસ યોજન ઉંચી ગોળાકારે, મૂળમા અને ઉપર બાર અને ચાર યોજન પહોળી, વૈડૂર્ય રત્નની ઉત્તમ ચૂલિકા છે. તેના ઉપર શ્રીદેવીના ભવન પ્રમાણ ચૈત્ય [illegible] છે ૧૧૩

વિવેચના—લાખ યોજન ઉંચા તે મેરૂપર્વતની શિખરૂપ ચૂલિકા છે તે ચૂલિકા ચાલીસ યોજન ઉંચી છે ગોળાકાર છે મૂળમાં બાર યોજન પહોળી અને ઉપર ચાર યોજન પહોળી છે વૈડૂર્ય રત્નની છે (આ ચૂલિકાની વચમા પરૂ બાર્ક જાણવ માટે પાનું ૧૦૩ જુઓ) તે ચૂલિકા ઉપર જિનભવન આવેલુ છે તે જિનભવન શ્રીદેવીના ભવન જેટલુ એટલે ૧ ગાઉ લાંબુ, ॥ ગાઉ પહોળું અને ૧૪૪ ધનુષ્ય ઉંચુ છે ૧૧૩

અર્થ —કુલગિરિ ઉપર આવેલા ચૈત્યગૃહો અને પ્રાસાદોથી આ (ચૈત્યો અને પ્રાસાદો) અનુક્રમે સરખા અને આઠ ગુણા છે અને તે વાવો પચીસ યોજન પહોળી અને બમણી લાંબી છે ૧૧૯

વિવેચન—કુલગિરિ ઉપર આવેલા ચૈત્યગૃહો એટલે જિનભવનો અને પ્રાસાદોથી આ પદ્મદ્રહવનના જિનભવનો અને પ્રાસાદો અનુક્રમે સરખા અને આઠ ગુણા છે એટલે કે કુલગિરિ ઉપર રહેલા જિનભવનોની જેટલા જ પ્રમાણવાળા પદ્મવનના જિનભવનો છે અને કુલગિરિ ઉપર રહેલા પ્રાસાદોથી આઠ ગુણા પ્રમાણવાળા પદ્મવનના પ્રાસાદો છે જેમકે–કુલગિરિના જિનભવન ૫૦ યોજન લાંબા, ૨૫ યોજન પહોળા અને ૩૬ યોજન ઉંચા છે; તેના જ પદ્મ વનના જિનભવનો છે તથા કુલગિરિના પ્રાસાદો ૧૨૫ કોશ લાંબા તથા પહોળા છે તેને આઠ ગુણા કરતા ૧૦૦૦ કોશ થાય તેને ચારે ભાગતાં ૨૫૦ યોજન લાંબા અને પહોળા પદ્મવનના પ્રાસાદો છે કુલગિરિના પ્રાસાદ ૨૫૦ કોશ ઉંચા છે તેને આઠ ગુણા કરતા ૨ કોશ થાય તેને ચારે ભાગતાં ૫ ० યોજન ઉંચા તે પદ્મ વનના પ્રાસાદો છે.

હવે તે દરેક પ્રાસાદની ચારે દિશાએ જે એક એક વાવ છે તે વાવો પચીશ યોજન પહોળી અને લંબાઈ એટલે પચાસ યોજન લાંબી છે તે વાવડીઓના નામો ઈશાન ખૂણાના પ્રાસાદથી પ્રદક્ષિણાના અનુક્રમે આ પ્રમાણે જાણવા—તેમા ઈશાન ખૂણાના પ્રાસાદની ફરતી પુષ્પા ૧, પુષ્પપ્રભા ૨ રક્તા ૩ અને રક્તવતી ૪ નામની વાવડીઓ છે અગ્નિ ખૂણાના પ્રાસાદની ફરતી ક્ષીરરસા ૧ ઇક્ષુરસા ૨ અમૃતરસા ૩ અને વારૂણીરસા ૪ નામની છે નૈર્ઋત ખૂણાના પ્રાસાદની ફરતી શંખોત્તરા ૧ શંખા ૨, શંખાવર્તા ૩ અને બલાહકા ૪ નામની છે તથા વાયવ્ય ખૂણાના પ્રાસાદની ફરતી પુષ્પોત્તરા ૧ પુષ્પવતી ૨ સુપુષ્પા ૩ અને પુષ્પમાલિની ૪ નામની છે ૧૧૬

તે પંડકવનમાં જિનભવનની આગળ ચાર શિલાઓ છે તેનું સ્વરૂપ કહે છે —

જિણહરબહિદિસિ જોઅણ પણસય દીહદ્ધપિહુલ ચઉઉચ્ચા;
અદ્ધસસિસમા ચઉરો, સિઅકણયસિલા સવેઇઆ ૧૧૭

| | |
|---|---|
| જિણહર-જિન ભુવનથી | અદ્ધસસિસમા-અર્ધ ચંદ્રમાન |
| બહિદિસિ-બહારની દિશાએ | સિઅ ધોળા |
| અદ્ધ પિહુલ-અર્ધા પહોળાઈ-વાળી | સિલા-શિલાઓ |
| | સવેઇઆ-વેદિકા સહિત |

અર્થ —તે પંડકવનમાં જિનભવનની બહારની દિશામાં (બાજુમાં) પાંચ સો યોજન લાંબી તેનાથી અર્ધ

પંડકવનના જિનભવન તથા પ્રાસાદની સ્થાપના

| નામ | લંબાઈ | પહોળાઈ | ઊંચાઈ |
| --- | --- | --- | --- |
| કુલગિરિના જિનભવન | ૫ યોજન | ૨૫ યોજન | ૩૬ યોજન |
| પંડકવનના જિનભવન | ૫૦ યોજન | ૨૫ યોજન | ૩૬ યોજન |
| કુલગિરિના પ્રાસાદ | ૧૨૫ કોશ | ૧૧૫ કોશ | ૨૫ કોશ |
| પંડકવનના પ્રાસાદ | ૨૫ યોજન | ૧૫ યોજન | ૫૦ યોજન |

પ્રમાણે—શિલાઓ પાંચ સો યોજન લાંબી, અઢી સો યોજન પહોળી અને ચાર યોજન ઉંચી છે તેને આઠ હજારે ભાગવા માટે પ્રથમ કોશ કરવા સારૂ ચારે ગુણતા અનુક્રમે ૨ ૦—૧૦૦૦—૧૬ કોશ થાય છે તેને ધનુષ કરવા સારૂ બે હજારે ગુણતા અનુક્રમે ૪ ૦૦૦૦—૨૦૦૦૦૦૦—૩૨ ૦૦ ધનુષ થાય છે તેને આઠ હજારે ભાગ દેતાં અનુક્રમે તે સિંહાસનો ૫ ૦ ધનુષ લાંબા, ૨૫૦ ધનુષ પહોળા અને ૪ ધનુષ ઉંચા હોય છે (યોજનને ૮૦૦ વડે ભાગતા જેટલા યોજન એટલા ધનુષ આવે એમ સમજવુ કારણ કે એક યોજનના ૮૦૦૦ ધનુષ્ય થાય છે ) ૧૧૮

જામ્મુત્તરાઉ તાઓ, ઇગેગસીહાસણાઉ અઇપુવ્વા;
ચઉસુ વિ તાસુ નિયાસણ—દિસિ ભવજિણમજ્જણ
હોઇ ૧૧૯

| | |
|---|---|
| જામ્મુત્તરાઓ—દક્ષિણ અને ઉત્તરની | ચઉસુવિ—ચારે પણ શિલાઓ ઉપર |
| તાઓ—તે બે શિલાઓ | તાસુ—તે |
| ઇગેગ—એક એક | નિઆસણ—પોતાના આસનની |
| સીહાસણાઓ—સિંહાસનવાળી | દિસિભવ—દિશામાં થએલા |
| અઇપુવ્વા— અતિ પૂર્વક | જિણમજ્જણ—જિનેશ્વરનું સ્નાત્ર |

અર્થ —દક્ષિણ અને ઉત્તર દિશાની તે શિલાઓ એક એક સિંહાસનવાળી છે અને અતિ શબ્દ પૂર્વક નામવાળી છે આ ચારે શિલાઓને વિષે પોતપોતાના સિંહાસનની દિશામા ઉત્પન્ન થએલા જિનેશ્વરોનો સ્નાત્ર મહોત્સવ થાય છે ૧૧૯

એટલે અઢીસો યોજન પહોળી અને ચાર યોજન ઉંચી તથા અધ ચન્દ્રના આકારવાળી અને વેદિક સહિત સર્વ શ્વેત સુવર્ણની શિલાઓ છે ૧૧૭

તે શિલાઓ ઉપર રહેલાં સિંહાસનોનું પ્રમાણ કહે છે —

સિલામાણુસહસ્સ—સમાણસીહાસણેહિં દોહિં જુઆઉ સિત પડુક બલા ર—ત્તક બલા પુવ્વપચ્છિમઓ ૧૧૮

| | |
|---|---|
| સિલામાણ શિલાના પ્રમાણથી | જુઆ—સહિત |
| અટ્ઠુસહસ્સ—આઠ હજાર | પ કુક બલા—પંડુક બલા |
| અસમાણ—સમ પ્રમાણ | રત્તક બલા રક્ત ક બલા |
| સિંહાસણેહિં સિંહાસનો વડે દોહિં બે | પુવ્વપચ્છિમઓ પૂ ર્વ અને પશ્ચિમમાં |

અર્થ —શિલાનું જે પ્રમાણ કહ્યું તેના આઠ હજારમા ભાગના પ્રમાણવાળા બે સિંહાસનો વડે યુક્ત પૂર્વ અને પશ્ચિમ દિશાને વિષે અનુક્રમે પાંડુકબલા અને રક્તકબલા નામની શિલા છે ૧૧૮

વિવેચન: —પાંડુકવનમાં પૂર્વ દિશામાં પાંડુકબલા નામની શિલા છે અને પશ્ચિમ દિશામાં રક્તકબલા નામની શિલા છે તે બન્ને શિલા ઉપર બબે સિંહાસન છે કારણ કે આ બે સિંહાસનો ઉપર મહાવિદેહમાં જન્મેલા તીર્થંકરોના અભિષેક થાય છે અને ત્યાં બે તીર્થંકરો એક એક દિશામાં એક સામટા ઉપજે છે તે સિંહાસનોનું પ્રમાણ શિલાના પ્રમાણના આઠ હજારમા ભાગ જેટલું છે તે આ

સોમનસ વનનુ સ્વરૂપ કહે છે —

સિહરા છત્તીસેહિં, સહસેહિં મેહલાઈ પચ સએ;
પિહુલ સોમણસવણ, સિલવિણુ પડગવણસરિચ્છ ૧૨૦

| | |
|---|---|
| સિહરા–શિખરથી | પિહુલ–પહોળાઈવાળુ |
| છત્તીસેહિં–છત્રીસ | સોમણસવણ સોમનસ વન |
| મેહલાઈ–મેખલાને વિષે | સિલવિણુ શિલા વિના |
| પચસએ–પાંચસો યોજન | સરિચ્છ–સરખુ |

અર્થ —શિખર ઉપરથી છત્રીસ હજાર યોજન નીચે પાચસો યોજન પહોળી મેખલાને વિષે સોમનસ નામે વન છે તે શિલા વિના પડગવન સરખુ છે ૧૨૦

વિવેચના—મેરૂ પર્વતના શિખરથી નીચે છત્રીસ હજાર (૬ ૦) યોજન ઉતરીએ એટલે મેરૂના મૂલથી બાસઠ હજાર યોજન ઉચે આવીએ ત્યારે ત્યા પાચ સો યોજન પહોળી વલયને આકારે મેખલા છે તે મેખલામા પાચ સો યોજન પહોળુ વલયને આકારે સોમનસ નામનુ વન છે તે વન પડગવન સરખુ છે પરતુ તેમા શિલાઓ નથી એટલે પડગવનની પેઠે આ સોમનસ વનમાં ચાર દિશાએ ચાર જિનભવન છે ચાર વિદિશાએ ચાર પ્રાસાદ છે અને દરેક પ્રાસાદની ચારે દિશાએ ચાર ચાર વાવો છે તે વાવોના નામ આ પ્રમાણે—ઇશાન ખૂણાના પ્રાસાદની ફરતી સુમના ૧, સોમનસા ૨ સૌમનસ્યા ૩ અને મનોરમા ૪ અગ્નિ ખૂણાના પ્રાસાદની ફરતી ઉત્તરકુરા ૧ દેવકુરા ૨ વારિસેના ૩ અને સરસ્વતી

વિવેચન — તે પાંડુકવનમાં દક્ષિણ દિશાએ અને ઉત્તર દિશાએ રહેલી તે બે શિલાઓ અતિ શબ્દ પૂર્વક નામવાળી છે એટલે કે દક્ષિણ દિશાએ અતિપાંડુકંબલા નામની અને ઉત્તર દિશાએ અતિરક્તકંબલા નામની શિલાઓ છે તે બન્ને શિલા ઉપર, ઉપર બતાવેલા પ્રમાણવાળું એક એક સિંહાસન છે તે ચારે શિલાઓ ઉપર પોતપોતાના સિંહાસનની તરફ રહેલી દિશામાં જન્મેલા જિનેશ્વરનો મજ્જન એટલે જન્માભિષેકનો (સ્નાત્ર) મહોત્સવ થાય છે પૂર્વ અને પશ્ચિમ દિશાની જે બે શિલા છે તે દક્ષિણ ઉત્તર લાંબી છે અને પૂર્વ પશ્ચિમ પહોળી છે તથા દક્ષિણ અને ઉત્તર દિશામાં જે બે શિલા છે તે પૂર્વ પશ્ચિમ લાંબી છે અને દક્ષિણ ઉત્તર પહોળી છે વળી એ શિલાઓ અર્ધ ચંદ્રાકારે હોવાથી તેની બાજુ અંદરની દિશામાં છે કે બહારની દિશામાં છે? એ સ્પષ્ટ વિકલ્પ છે તથા પાંડુકંબલા અને રક્તકંબલા એ બે શિલા ઉપર બબ્બે સિંહાસન હોવાથી ચાર સિંહાસન છે તેનું કારણ એ કે—પૂર્વ મહાવિદેહ અને પશ્ચિમ મહાવિદેહમાં એકી વખતે બબ્બે તીર્થંકરોનો જન્મ થાય તે વખતે એકી સાથે ચારે તીર્થંકરોનો જ અભિષેક થઈ શકે છે અને અતિપાંડુકંબલા તથા અતિરક્તકંબલા એ બે શિલા ઉપર એક એક સિંહાસન છે તેથી ભરત અને ઐરવત ક્ષેત્રમાં એકી વખતે એકેક તીર્થંકરનો જન્મ થાય ત્યાં તે બન્નેનો જન્મમહોત્સવ પણ એકી સાથે થઈ શકે છે તેથી સર્વ મળીને છ સિંહાસનો છે ૧૧૯

ત્રિષ્કંભથી હજાર યોજન ઓછો જાણવો. કેમકે સોમનસ વન દરેક દિશાએ પાચસો પાચસો યોજન પહોળું હોવાથી બન્ને દિશાનું મળીને એક હજાર યોજન થાય છે તે ૫૨૭૨ ૮/૧૧ યોજનમાંથી બાદ કરતા વન સિવાયના મેરૂનો વિસ્તાર ૪૨૭૨ ૮/૧૧ યોજનનો થાય છે (તેની પરિધિ ૧ ૩૪૯ યોજન અને અગ્યારિયા ૨ ભાગ ૬/૧૧ થાય છે )

આ વિષ્કંભ જાણવાની રીત આ પ્રમાણે—જે ઠેકાણે સમભૂતળાથી મેરૂનુ જેટલુ ઉંચાપણુ હોય તેને અગ્યારે ભાગ દેવો ભાગમાં જે આવે તેને સમભૂતળા આગળ મેરૂનો જે વિસ્તાર છે તેમાંથી બાદ કરવા જે બાકી રહે તેટલો તે ઇચ્છેલા સ્થાને વિષ્કંભ જાણવો. જેમકે સમભૂતળાથી ૬૩ ૦૦ યોજન ઉંચે જઇએ ત્યારે સોમનસવન આવે છે તેનો વિષ્કંભ જાણવો છે માટે ૬૩૦૦૦ ને અગ્યારે ભાગવાથી ભાગમાં ૫૭૨૭ ૩/૧૧ યોજન આવે છે તેને સમભૂતળાના ૧૦ ૦ યોજન પ્રમાણ વિષ્કંભમાંથી બાદ કરીએ. એટલે ૪૨૭૨ ૮/૧૧ બાકી રહ્યા આટલો સોમનસ વન પાસે મેરૂનો વિષ્કંભ આવે છે આ પ્રમાણે નંદનવન વિગેરે સવ ઠેકાણે ભાવના કરવી. પરિધિ જાણવાની રીત આગળ કહેશે. ૧૨૧

નંદનવનનું સ્વરૂપ કહે છે—

તત્તો સટ્ઠુસટ્ઠી-સહસેહિં પણ્ડગ પિ તહ ચેવ
પુત્તરિ ભવણપાસાય-તરટ્ઠ દિસિ કુમરિકૂડા વિ. ૧૨૨

૪ નૈઋત ખૂણાના પ્રાસાદની ફરતી વિજયા ૧ વૈજયંતી ૨ જયંતી ૩ અને અપરાજિતા ૪ વાયવ્ય ખૂણાના પ્રાસાદની ફરતી નંદોત્તરા ૧ નંદા ૨, સુનંદા ૩ અને નંદીવર્ધના ૪ આ નામની કુલ ૧૬ વાવો છે ૧૨

આ સોમનસ વન આગળ મેરુનું માપ કહે છે —

તબ્બાહિરિ વિક્ખંભો, બાયાલસયાઇ દુસયરિ જુઆઇ;
એગારસભાગા મજ્ઝે ત ચેવ સહસૂણ ॥ ૧૨૧

| | |
|---|---|
| ત બાહિરિ—તેનો બહારનો | ઈગારસભાગા—અગિયારીયા ભાગ |
| બાયાલ—બેતાલીસ | |
| દુસયરી—બહોંતેર | મજ્ઝે—મધ્યમાં, અંદર |
| જુઆઇ—સહિત | સહસૂણ—હજાર યોજન ઓછા |

અર્થ —તેનો બહારનો વિષ્કંભ બેતાલીસ સો ને બહોંતેર યોજન તથા અગિયારીયા આઠ ભાગ પ્રમાણ છે અને અંદરની બાજુ તેનાથી હજાર યોજન ઓછો છે ૧૨૧

વિવેચન —તે સોમનસ વનની બહારની બાજુ એટલે પૂર્વથી પશ્ચિમ અથવા દક્ષિણથી ઉત્તર સુધીનો મેરુનો વિષ્કંભ એટલે પહોળાઈ (જાડપણું) બેતાલીસસો બહોંતેર યોજન સહિત અગ્યારીયા આઠ ભાગ (૪૨૭૨ યોજન અને ૮ ભાગ) છે (તેની પરિધિ ૧૩૫૧૧ યોજન અને અગ્યારિયા ૬ ભાગ ૬/૧૧ થાય છે) તથા તે સોમનસ વનની મધ્યે એટલે અંદરની બાજુ પૂર્વથી પશ્ચિમ સુધી અથવા ઉત્તરથી દક્ષિણ સુધી મેરુનો વિસ્તાર બહારના

પોતાના ભવનોને વિષે વસે છે તેથી ( સમભૂતલાથી ૯૦૦ યોજન ઉંચા તિર્યગ્લોકને અતિક્રમવાથી ) તે ઊર્ધ્વલોક વાસી કહેવાય છે તે દિક્કુમારીઓનાં નામ આ પ્રમાણે— ૧ મેઘંકરા, ૨ મેઘવતી, ૩ સુમેઘા ૪ મેઘમાલિની, ૫ સુવત્સા, ૬ વત્સમિત્રા, ૭ બલાહકા, અને ૮ વારિષેણા

પ્રાસાદની ચારે બાજુએ આવેલી વાવોના નામો આ પ્રમાણે—ઈશાન ખૂણામાં રહેલા પ્રાસાદને ફરતી—નંદોત્તરા ૧ નંદા ૨, સુનંદા ૩ અને નંદિવર્ધિની ૪ એ નામની વાવો છે અગ્નિ ખૂણામાં રહેલા પ્રાસાદને ફરતી નંદિષેણા ૧, અમોઘા ૨ ગોસ્તૂપા ૩ અને સુદર્શના ૪ એ નામની વાવો છે નૈર્ઋત્ય ખૂણાના પ્રાસાદને ફરતી ભદ્રા ૧, વિશાલા ૨, કુમુદા ૩ અને પુંડરીકિણી ૪ એ નામની વાવો છે અને વાયવ્ય ખૂણામાં રહેલા પ્રાસાદને ફરતી વિજયા ૧ વૈજયંતી ૨ જયંતી ૩ અને અપરાજિતા ૪ એ નામની વાવો છે કુલ ૧૬ વાવો છે ૧૨૨

હવે નંદનવન આગળ મેરૂનો વિસ્તાર કહે છે—

**ણવસહસ્સ ણવસયાઈં, ચઉપણ્ણા છચ્ચિગારસભાયા ય;**
**ણંદણબહિવિક્ખંભો, સહસૂણો હોઈ મજ્ઝમ્મિ ૧૨૩**

| | |
|---|---|
| ચઉપન્ના—ચોપન | બહિ નહારનો |
| છચ્ચ વળી ૭ | સહસૂણો—હજાર યોજન ઓછો |
| ઇગારભાગા—અગીઆરીઆ ભાગ | મજ્ઝમ્મિ—અંદરનો |

અર્થ —નંદનવનનો બહારનો વિષ્કંભ નવ હજાર નવસો ચોપન યોજન અને અગિઆરીઆ છ ભાગ પ્રમાણ

અર્થ—તે ભદ્રશાલ વનથી પાંચસો યોજન નીચે પૃથ્વીતળને વિષે તેજ પ્રકારે ભદ્રશાલ વન આવેલુ છે પરંતુ અહી દિગ્ગજ કૂટો આવેલા છે એટલી વિશેષતા છે તેમજ વનનો વિસ્તાર તો આ પ્રમાણે (આગલી ગાથામા કહે છે તે પ્રમાણે) જાણવો ૧૨૪

વિવેચના—તે નંદનવનથી પાંચ સો યોજન નીચે જઈએ ત્યારે પૃથ્વીતળ આવે છે તે પૃથ્વીતળને વિષે મેરૂ પર્વતને ફરતુ તેજ પ્રકારે એટલે નંદનવનની જેમ ભદ્રશાલ નામે વન આવેલુ છે વિશેષ એ છે કે—અહી એટલે આ ભદ્રશાલ વનમા દિગ્ગજકૂટો આવેલા છે બીજું નામ કરિ-કૂટ જાણવુ કારણ કે આ કૂટો હાથીના જેવા આકારવાળા છે વળી વનનો વિસ્તાર આ પ્રમાણે હવે પછીની ગાથામાં કહ્યા પ્રમાણે છે અહી ભદ્રશાલ વનમાં મેરૂની ચારે દિશાઓ શીતોદા અને શીતા એ બે નદીઓના પ્રવાહે રૂંધી છે તેથી ચાર દિશામાં ચાર જિનભવનો નથી, પરંતુ નદીના કિનારાની પાસે જિનભવનો છે અને ચાર પ્રાસાદો ગજદંત ગિરિની પાસે છે તથા તે ભવનો અને પ્રાસાદોના આઠ આંતરાને વિષે આઠ કરિકૂટ છે અહી પણ ચાર વિદિશા ઓમા ચાર ચાર વાવો છે તેનાં નામ આ પ્રમાણે-ઈશાન ખૂણામાં—પદ્મા ૧, પદ્મમાલા ૨ કુમુદા ૩ અને કુમુદપ્રભા ૪

અગ્નિખૂણામાં—ઉત્પલગોમા ૧ નલિના ૨ ઉત્પલોજ્વલા ૩ અને ઉત્પલા ૪ નૈઋત્યખૂણામાં ભૃંગા ૧ અંજની ૨ કજ્જલી ૩ અને કજ્જલપ્રભા ૪ વાયવ્યખૂણામાં—શ્રીકાંતા ૧ શ્રીમહિતા ૨ શ્રીનંદા ૩ અને શ્રીનિલયા ૪ એ નામની વાવો છે ૧૨૪

ભદ્રશાલ વનનો વિસ્તાર કહે છે—

બાવીસ સહસ્સાઈ, મેરુઓ પુવ્વઓ અ પચ્છિમઓ;
તં અડસીવિહત્તં, વણમાણું દાહિણુત્તરઓ ૧૨૫

| | |
|---|---|
| મેરુઓ—મેરુથી | વિહત્ત—ભાગતાં |
| અડસી—અઠ્ઠાસી ૮૮ | વણમાણ—વનનું માન |

અર્થ —મેરુ પર્વતથી પૂર્વ અને પશ્ચિમ દિશામાં બાવીશ હજાર ૨૨૦૦૦ યોજન વિસ્તારવાળું (લાંબુ) ભદ્રશાલ વન આવેલું છે તથા તે (બાવીશ હજાર) ને અઠ્ઠાસીએ ભાગીએ તેટલો દક્ષિણ અને ઉત્તર દિશામાં ભદ્રશાલ વનનો વિસ્તાર (પહોળાઈ) આવેલો છે ૧૨૫

વિવેચન —આ ભદ્રશાલ વન મેરુને ફરતું પૃથ્વીતલ ઉપર આવેલું છે મેરુથી પૂર્વમાં તથા પશ્ચિમમાં ૨૨ યોજન લાંબુ છે તથા ઉત્તર અને દક્ષિણમાં તેના અઠ્યાસીમા ભાગ જેટલું છે બાવીસ હજારને અઠ્યાસીએ ભાગીએ ત્યારે અઢીસો (૨૫ ) યોજન આવે છે તેટલો ઉત્તર દક્ષિણનો વિસ્તાર જાણવો ૧૨૫

આરે ગજદંત પર્વતોના વર્ણ તથા નામ કહે છે—

અગ્નેઆઇસુ પયાહિણેસુ સિઅરત્તપીઅનીલાભા;
સોમણસવિજ્જુપ્પહ-ગંધમાયણમાલવંતકખા ॥ ૧૨૭

| | |
|---|---|
| અગ્નેઆઇસુ-અગ્નિ ખૂણો આદિ | સોમણસ સોમનસ ગજદંત |
| પયાહિણેસુ-પ્રદક્ષિણાવર્ત | વિજ્જુપ્પહ-વિદ્યુત્પ્રભ ગજદંત |
| સિઅ-શ્વેત ધોળો | ગંધમાયણ-ગંધમાદન ગજદંત |
| રત્ત-રાતો | માલવંતકખા-માલ્યવંત નામે ગજદંત |
| પીઅ-પીળો | |
| નીલાભા-નીલ પ્રભાવાળા | |

અર્થઃ—અગ્નિ ખૂણા આદિ ચાર વિદિશાને વિષે પ્રદક્ષિણાના ક્રમે શ્વેત, રક્ત, પીત અને નીલ વર્ણ વાળા અનુક્રમે સોમનસ, વિદ્યુત્પ્રભ, ગંધમાદન અને માલ્યવંત નામના ચાર ગજદંતા છે ૧૨૭

વિવેચન—અગ્નિખૂણામાં સોમનસ નામનો ગજદંત રૂપા જેવા શ્વેત વર્ણવાળો છે ૧ નૈઋત્ય ખૂણામાં વિદ્યુત્પ્રભ નામનો ગજદંત વિદ્રુમ (પરવાળા) જેવા રક્ત વર્ણવાળો છે ૨ વાયવ્ય ખૂણામાં ગંધમાદન નામનો ગજદંત સુવર્ણ જેવા પીત વર્ણવાળો છે ૩ અને ઈશાન ખૂણામાં માલ્યવંત નામનો ગજદંત વૈડૂર્યરત્ન જેવા વર્ણવાળો છે ૪ ૧ ૭

ગજદંતની નીચે ભવનોમાં વસનારી દિક્કુમારીઓનું સ્થાન કહે છે—

હવે ગજદંત ગિરિનું વર્ણન કરે છે—

છત્રીસ સહસ્સ ચઉ સય, પણુહત્તરિ ગંતુ કુરુણઈપવાહા।
ઉભઓ વિણિગ્ગયા ગય-દંતા મેરુમ્મુહા ચઉરો. ૧૨૧

| | |
|---|---|
| પણહત્તરિ-પંચોતેર | ઉભઓ-બંને બાજુ |
| ગંતુ જઈને | વિણિગ્ગયા-નીકળેલા |
| કુરુણઈ-કુરુક્ષેત્રની નદીના | ગયદંતા-ગજદંત પર્વત |
| પવાહા-પ્રપાતકુંડથી | મેરુમ્મુહા-મેરુની સન્મુખ |

અર્થઃ—કુરુક્ષેત્રની નદીના પ્રપાતકુંડથી છત્રીસ હજાર ચારસો પંચોતેર યોજન જઈએ ત્યારે બંને બાજુએ મેરુની સન્મુખ ચાર ગજદંતા નીકળ્યા છે ૧૨૧

વિવેચનઃ—દેવકુરુ અને ઉત્તરકુરુમાં આવેલી શીતોદા અને શીતા નદીના પ્રપાતકુંડથી છત્રીસ હજાર ચાર સો અને પંચોતેર (૩ ૪૭૫) યોજન જઈએ ત્યારે તે ઠેકાણે નિષધ અને નીલવંત એ બે કુલગિરિમાંથી બે બે ગજદંત પર્વતો નીકળ્યા છે તે ચારે ગજદંત પર્વતો મેરુપર્વતની સન્મુખ ગએલા છે (મેરુ સુધી પહોંચેલા છે) તે હાથીના દાંતને આકારે વાંકા હોવાથી ગજદંત કહેવાય છે (મેરુ પર્વત ૧ યોજન પહોળો અને તેના પૂર્વ-પશ્ચિમ ભદ્રશાલ વન બાવીસ બાવીસ હજાર યોજન કુલ ૫૪ યોજન પ્રમાણ પહોળા કુરુક્ષેત્રમાં બે ગજદંતાની પહોળાઈના એક હજાર યોજન જતાં ૫૩ તેમાંથી શીતા શીતોદાના મૂળ વિસ્તારના ૫ યોજન જતા ૫૨૯૫ તેના અર્ધ કરીએ ૨૬૪૭૫ યોજન થાય એટલા શીતા ને શીતોદાથી બંને બાજુના ગજદંતો છેટા છે ૧૨૧

અર્થ:—આ ચાર ગજદંત પર્વતો શરૂઆતમાં ચારસો યોજન ઉંચા અને અંતે પાંચસો યોજન ઉંચા છે શરૂઆતમાં પાંચસો યોજન પહોળા અને અંતે તરવારની ધાર સમાન છે તથા ત્રીસ હજાર બસો ને નવ યોજન અને બે કળા પ્રમાણ પહોળા છે ૧૨૯

વિવેચન.—તે ચારે ગજદંતગિરિ શરૂઆતમાં એટલે કુળગિરિમાંથી નીકળે છે તે પ્રદેશને વિષે અને છેડે એટલે મેરૂપર્વતના પ્રદેશને વિષે અનુક્રમે ચાર સો અને પાંચ સો યોજન ઉંચા છે એટલે પ્રારંભમાં નિષધ અને નીલવંત આગળ ચાર સો યોજન અને છેડે મેરૂપર્વત આગળ પાંચ સો યોજન ઉંચા છે તથા પહોળપણામાં (જાડપણામાં) પ્રારંભમાં પાંચ સો યોજન પહોળા છે અને અંતે-છેડે અસિસમ એટલે ખડ્ગની ધારાની જેમ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા પહોળા છે તથા આ ગજદંત પર્વતો હાથીના દાંતના આકારે વાંકા હોવાથી લાંબપણાને વિષે ત્રીસ હજાર બસો ને નવ યોજન અને છ કળા (૩૦૨૦૯ ૬/૧૯) હોય છે તે બે ગજદંતાની બન્નેની મળી બમણી હોવાથી બે ગજદંતની લંબાઈ જોડી કરીએ ત્યારે કુરૂક્ષેત્રનું ધનુઃપૃષ્ઠ થાય છે કારણ કે બે બે ગજદંતાની વચ્ચે દેવકુરૂ તથા ઉત્તરકુરૂ આવેલ છે ધનુષ્યના પાછળના આકાર જેવો આકાર હોવાથી ધનુઃપૃષ્ઠ કહેવાય છે તે ૬૦૪૧૮ ૧૨/૧૯ યોજન પ્રમાણ અને અર્ધ વર્તુળાકાર થાય છે તથા શીતોદા અને શીતા નદીના પ્રવાહકુંડથી બન્ને બાજુ ૨૬૪૦૭ યોજન દૂર દરેક ગજદંત

દિશામાં ઉત્તરકુરુ છે તે બન્ને ક્ષેત્રો અર્ધચંદ્ર સમાન આકારે રહેલા છે તે દરેક ક્ષેત્રની પહોળાઈ ૧૧૮૪૨ યોજનને ૨ કલા એટલી છે તે આવી રીતે જાણવી –

મહાવિદેહ ક્ષેત્રની પહોળાઈ ૩૩૬૮૪ યોજન ને ૪ કલા પ્રમાણ કહી છે તેમાંથી મેરુ પર્વતની પહોળાઈના દશ હજાર યોજન કાઢી નાખ્યા ત્યારે ૨૩૬૮૪ યોજન ને ૪ કલા બાકી રહે તેનુ અર્ધ કરીએ ત્યારે ઉપર કહેલ ૧૧૮૪૨ યોજન ને ૨ કલા પ્રમાણ પહોળાઈ આવે છે આટલું દેવકુરુ તથા ઉત્તરકુરુનું ક્ષેત્ર કહેવાય છે કારણકે મનુષ્ય સરખા આકારવાળા દેવકુરુ અને ઉત્તરકુરુના વચમાં સ્થાપિત હશે એટલે બાણ સમાન તેનો આકાર છે ૧૩૦

કુરુક્ષેત્રમાં આવેલા ચાર પર્વતો કહે છે—

ણઈપુવ્વાવરકુલે, કણગમયા બલસમા ગિરી દો દો;
ઉત્તરકુરાઈ જમગ, વિચિત્તચિત્તા ય ઇઅરીએ ૧૩૧

| | |
|---|---|
| પુવ્વાવર-પૂર્વ અને પશ્ચિમ | ઉત્તરકુરાઇ-ઉત્તર કુરુમાં |
| કુલે-કિનારે | જમગા-જમક પર્વ |
| બલસમા-બલકૂટ સરખા | ઇઅરીએ-ઇતરક્ષેત્ર (દેવકુરુ)માં |

અર્થ —નદીના પૂર્વ પશ્ચિમ કાંઠે સુવર્ણમય અને બલકૂટ સમાન બબ્બે પર્વતો આવેલા છે તેમાં દેવકુરુમાં જમક નામના બે પર્વતો છે અને ઉત્તરકુરુમાં વિચિત્ર અને ચિત્ર નામના બે પર્વતો છે ૧૩૧

વિવેચન.—મહાવિદેહમાં આવેલી શીતોદા અને શીતા નદીના પૂર્વ અને પશ્ચિમ તટને વિષે કનકમય એટલે

૫ વિદ્યુત્પ્રભ. આ પાંચ શીતોદા નદીના પ્રવાહમાં રહેલા દ્રહો છે તથા ૧ નીલવાન ૨ ઉત્તરકુરુ ૩ ચંદ્ર ૪ ઐરવત અને ૫ માલ્યવાન, આ પાંચ દ્રહો સીતા નદીના પ્રવાહમાં રહેલા છે આ સર્વ દ્રહો પદ્મદ્રહની તુલ્ય છે વિશેષ એ કે આ દશ દ્રહોને વિષે અધિષ્ઠાયક દેવો દ્રહની સરખા નામવાળા છે ૧૩૨-૧૩૩

વિવેચન —નદીના પ્રવાહને વિષે લંબાઈવાળા એટલે એક હજાર યોજન લંબાઈવાળા તથા પાંચસો યોજનની પહોળાઈવાળા અને દશ યોજન ઉંડા આ દશે દ્રહો છે માટે દશે દ્રહો પદ્મદ્રહ સરખા કહ્યા છે દરેક દ્રહને દક્ષિણ દિશામાં તથા ઉત્તર દિશામાં એમ બે દ્વાર છે દ્રહોનાં નામ અર્થમાં આપેલા છે માટે ફરીથી લખ્યા નથી. આ દ્રહોને વિષે દ્રહ સરખા નામવાળા દેવો તેના અધિષ્ઠાયક જાણવા. એટલે નિષધ દ્રહનો અધિષ્ઠાયક નિષધ નામે દેવ જાણવો નીલવંત દ્રહનો નીલવંત નામે દેવ અધિષ્ઠાયક જાણવો ૧૩૨-૧૩૩

હવે કુરુગિરિ યમકગિરિ પાંચ દ્રહ અને મેરુ એ આંતરું આંતરું કહે છે—

અડ સય ચઉતીસા જોઅ-ણાઈં તહ સેમસત્તભાગાઓ
ઇક્કારસ ય કલાઓ, ગિરિજમલદહાણમંતરયં ૧૩૪

| | |
|---|---|
| અડસય-આઠસો | ઇક્કારસ-અગિયાર |
| ચઉતીસ-ચોત્રીસ | જમલ-યમકગિરિ |
| સેમ સત્તભાગાઓ-સાતીયા ચાર ભાગ સહિત | અંતરયં-આંતરું |

૫ વિપુલપ્રભ આ પાંચ શીતોદા નદીના પ્રવાહમાં રહેલા દ્રહો છે તથા ૧ નીલવાન ૨ ઉત્તરકુરૂ ૩ ચંદ્ર ૪ ઐરવત અને ૫ માલ્યવાન આ પાંચ દ્રહો શીતા નદીના પ્રવાહમાં રહેલા છે આ સર્વ દ્રહો પદ્મદ્રહની તુલ્ય છે વિશેષ એ કે આ દશ દ્રહોને વિષે અધિષ્ઠાયક દેવો દ્રહની સરખા નામવાળા છે ૧૩૨-૧૩૩

વિવેચન —નદીના પ્રવાહને વિષે લંબાઈવાળા એટલે એક હજાર યોજન લંબાઈવાળા તથા પાંચસો યોજનની પહોળાઈવાળા અને દશ યોજન ઉંડા આ દશે દ્રહો છે માટે દશે દ્રહો પદ્મદ્રહ સરખા કહ્યા છે દરેક દ્રહને દક્ષિણ દિશામાં તથા ઉત્તર દિશામાં એમ બે દ્વાર છે દ્રહોનાં નામ અર્થમાં આપેલા છે માટે ફરીથી કહ્યા નથી. આ દ્રહોને વિષે દ્રહ સરખા નામવાળા દેવો તેના અધિષ્ઠાયક જાણવા. એટલે નિષધ દ્રહનો અધિષ્ઠાયક નિષધ નામે દેવ જાણવો નીલવંત દ્રહનો નીલવંત નામે દેવ અધિષ્ઠાયક જાણવો ૧૩૨-૧૩૩

હવે કુલગિરિ સમભૂમિ પાસ દ્રહ અને મેરૂ એ આઠનું આંતરૂં કહે છે—

અડ સય ચઉતીસ જોયણ-બાઈ તહ સેમસત્તભાગાઓ,
દક્ષારસ ય કલાઓ, ગિરિજમલદહાણમંતરય ૧૩૮

| | |
|---|---|
| અડસય-આઠસો | દક્ષારસ-અગિયા |
| ચઉતીસ-ચાત્રીસ | જમલ-યમલગિરિનું |
| સેમ સત્તભાગાઓ-સાતીયા ભાગ સહિત | અંતરય-અંતર |

| | |
|---|---|
| દહપુ વ્વાવર–દહની પૂર્વ અને પશ્ચિમે | કંચણગિરિણો–કંચનગિરિ પર્વતો |
| | કુડસમ–સમો |
| વિઅડ્ઢકૂડસમ–વૈતાઢ્યના કૂટોથી | સવ્વે–સઘળા સય મળીને |

**અર્થ**—દહની પૂર્વ તથા પશ્ચિમ દિશામાં દશ યોજન છેટે દશ દશ કાંચનગિરિ પર્વતો આવેલા છે આ પર્વતો વૈતાઢ્યના શિખર કરતાં સોળ ગુણા પ્રમાણવાળા છે બધા મળીને બસો કાંચનગિરિ છે ૧૩૫

વિવેચનઃ—શીતા નદીના તથા શીતોદા નદીના મધ્યમા આવેલા ૧૩૨–૧૩૪ એ બે ગાથામાં જણાવેલા દશ દ્રહોની પૂર્વ તથા પશ્ચિમ દિશામાં દશ દશ કાંચનગિરિ હોવાથી એક દ્રહના બે બાજુના વીસ કાંચનગિરિ થાય છે તેને દશ વડે ગુણવાથી બસો કાંચનગિરિ આવે છે તે પર્વતો વૈતાઢ્યના કૂટથી સોળ ગુણા પ્રમાણવાળા છે. વૈતાઢ્યના કૂટ પચીસ કોશ ઉંચા, પચીસ કોશ મૂળમાં વિસ્તારવાળા અને સાડાબાર કોશ શિખર પર વિસ્તારવાળા છ તેને સોળ ગુણા કરવાથી આ કાંચનગિરિઓ સો યોજન ઉંચા, સો યોજન મૂળમાં વિસ્તારવાળા અને પચાસ યોજન શિખર ઉપર વિસ્તારવાળા છે આ દશ દશ કાંચનગિરિઓનો મૂળ વિસ્તાર સો સો યોજન હોવાથી એકહજાર હજાર યોજન થાય. દ્રહ પણ તેટલા લાંબા હોવાથી તે કાંચનગિરિઓ મૂળમાં એક બીજાને મળતા (અડતા) છે ને ઉપર જતાં પચાસ યોજન હોવાથી ત્યાં પચાસ પચાસ યોજન છેટા છે ૧૩૫

કાંચનગિરિના પ્રમાણનો યંત્રઃ—

| પર્વતગિરિ | ઉંચપણું | મૂળમાં વિસ્તાર | શિખરનો વિસ્તાર |
|---|---|---|---|
| વૈતાઢ્યકૂટ પ્રમાણ | ૨૫ કોશ | ૨૫ કોશ | ૧૨॥ કોશ |
| ગુણાકારનો અંક | ૧૬ | ૧૬ | ૧૬ |
| કાંચનગિરિનું પ્રમાણ | ૧ યોજન | ૧ યોજન | ૫૦ યોજન |

હવે બે ગાથાઓમા જંબૂપીઠનુ વર્ણન કરે છે —

ઉત્તરકુરુપુવ્વદ્ધે, જંબૂણય જંબૂપીઢમંતેસુ ।
કોસદુગુચ્ચ કમિ વ-ડ્ઢમાણ ચઉવીસગુણ મજ્ઝે ૧૩૬

| | |
|---|---|
| પુવ્વદ્ધ-પૂર્વના અર્ધમાં | કોસદુગુચ્ચ-બે કોશ ઉંચુ |
| જંબૂણય-જાંબૂનદ સુવર્ણમય | કમિ-અનુક્રમ |
| અન્તેસુ-પર્યંતે, છેડે | વડ્ઢમાણ-વધતું વધતું |

અર્થ —ઉત્તરકુરુ ક્ષેત્રના પૂર્વાર્ધમા રહેલા સુવર્ણમય જંબૂપીઠ છે તે પીઠ અંતે (છેડે) બે કોશ ઉંચુ છે પછી અનુક્રમે વધતુ વધતુ મધ્યમાં ચોવીસ ગુણુ ચોડુ છે ૧૩૬

વિવેચન.—આ દેવકુરુના મધ્યમાં આવેલી શીતા નદી ને ઉત્તરકુરુના મધ્યમા આવેલી શીતોદા નદીઓએ બને ક્ષેત્રના પૂર્વાર્ધ ને પશ્ચિમાર્ધ એવા બે ભાગ પાડેલા છે તેમાંના ઉત્તરકુરુના પૂર્વાર્ધને વિષે રક્તસુવર્ણમય જંબૂપીઠ છે તે પીઠ છેડાને વિષે ફક્ત બે કોશ ઉંચુ (જાડુ) છે અને અનુક્રમે વધતું વધતું હોવાથી મધ્ય ભાગમા ચોવીસ ગુણું ઉંચુ છે એટલે કે બે કોશને ચોવીસે ગુણતા ૪૮ કોશ થાય તેને ચારે ભાગતા ૧૨ યોજન મધ્ય ભાગે ઉંચુ (જાડુ) છે ૧૩૬

પણસયવટ્ટપિહુત્ત પરિખિત્ત ત ચ પઉમવેઇએ
ગાઉદુગઉચ્ચપિહુ-ત્તયાઇ ચઉદારકલિઆએ ૧૩૭

| | |
|---|---|
| વટ્ટપિહુત્ત-ગોળ આકારે વિસ્તારવાળુ | અદ્ધપિહુત્ત-અર્ધ યોજનાર્ધવાળા |
| પરિખિત્ત-વીંટાયેલુ | ચઉ-ચાર |
| પઉમવેઇએ- પદ્મવેદિકા વડે | કલિઆએ-સહિત |



જમ્બૂદ્વીપના ઉત્તર કુરુક્ષેત્રમાં આવેલું પૃથ્વીમય જમ્બૂવૃક્ષ
પેજ ૧૧૫ મા ૧૩૮ થી ૧૪૧

અર્થ—તે પીઠના મધ્ય ભાગમા આઠ યોજનના વિસ્તારવાળી, ચાર યોજન ઉંચી મણિપીઠિમને વિષે જબૂ વૃક્ષ છે તે વૃક્ષ મૂળને વિષે, કદને વિષે અને સ્કધને વિષે અનુક્રમે શ્રેષ્ઠ વજરત્ન અરિષ્ટરત્ન અને વૈડૂર્યરત્નમય છે એટલે કે તે જબુવૃક્ષનુ મૂળ (પૃથ્વીમા ચોતરફ પ્રસરેલી મૂળીયાની જટા) વજ્ર રત્નમય છ, કદ (પૃથ્વીમા રહેલુ થડ) અરિષ્ટ રત્નમય છે અને સ્કધ (પૃથ્વી ઉપર રહેલુ શાખા નીકળે ત્યા સુધીનુ થ) વૈડૂર્ય રત્નમય છે ૧૩૮ તથા તે જબુવૃક્ષની મુખ્ય મોટી શાખાઓ, પ્રશાખા એટલે મોટી શાખામાથી નીકળેલી નાની શાખાઓ, પાદડાઓ, અને વૃત એટલે પાંદડાના ડીટ અને કિસલયરૂપ નવાકુર અનુક્રમે સુવર્ણમય, જાતરૂપમય, વૈડૂર્ય રત્નમય, તપનીયમય અને જાબૂનદમય છે એટલે કે મુખ્ય શાખાઓ સુવર્ણમય પીળા વર્ણવાળી છે પ્રશાખાઓ જાતરૂપમય એટલે કાઇક શ્વેતવર્ણ વાળા સુવર્ણમય છે પાંદડાઓ નીલવર્ણવાળા વૈડૂર્ય રત્નમય છે વૃતો તપાવેલા સુવર્ણમય છે અને નવાંકુરો રક્તવર્ણવાળા સુવર્ણમય છે ૧૩૯ તે જબુવૃક્ષ રજતમય પ્રવાલવાળો છે એટલે તેના નવ પલ્લવ—પાદડાં રૂપામય છે રૂપામય વિડિમ એટલે વચ્ચેની ઉર્ધ્વ શાખાવાળો છે તથા વિવિધ રત્નમય પુષ્પવાળો અને ફળવાળો છે બે કોશ ભૂમિમાં ઉંડા છે તથા થડ મુખ્ય શાખા અને વચ્ચેની ઉર્ધ્વ શાખાનો વિષ્કભ-જાડપણું બે કોશ છે ૧૪૦

કુડઆહવિડિમદીહ-ત્તિ ગાઉએ અટ્ઠપન્નુરચઉવીસ;
સાહા સિરિસમભવણા, તમ્માણુસચેઇઅ વિડિમ. ૧૪૧

જંબૂદ્વીપના અધિપાયક અનાદૃતસુરની શય્યા છે અને બાકીના ત્રણ ભવનને વિષે તે જ દેવના આસનો છે વળી તે જંબૂવૃક્ષ અનુક્રમે બાર વેદિકાવડે વીંટાયેલો છે ૧૪૨

વિવેચન—આ જંબૂવૃક્ષની ચાર શાખામાંની પૂર્વ દિશાની શાખા ઉપર આવેલા ભવનને વિષે જંબૂદ્વીપના અધિપાયક અનાદૃત નામના દેવની શય્યા છે અને બાકીનો ત્રણ શાખાઓના ભવનને વિષે તે તે દેવના આસનો એટલે બેસવા માટે સિંહાસનો છે આ જંબૂવૃક્ષ અનુક્રમે બાર વેદિકા વડે વીંટાએલ છે. ૧૪૨

દહપઉમાણ જ વિત્થર તુ તમિહાવિ જંબુરુક્ખાણં,
નવ મહયરિયાણં, ઠાણે ઇહ અગ્ગમહિસીઓ ૧૪૩

| | |
|---|---|
| દહપઉમાણ—દ્રહના કમળોના | |
| મહાવિ—અહીં પણ | ઠાણે—સ્થાન |
| મહયરિયાણ—મહત્તરા દેવીઓના | અગ્ગમહિસીઓ અગ્ર મહિષીઓ પટરાણીઓ |

અર્થ—જે પ્રમાણે દ્રહોના કમળોનો પરિવાર રૂપ વિસ્તાર કહ્યો છે તે પ્રમાણે અહીં જંબૂવૃક્ષનો પણ વિસ્તાર જાણવો. પરંતુ ચાર મહત્તરિકાને બદલે અહીં ચાર અગ્ર મહિષીઓ જાણવી ૧૪૩

વિવેચન—જેમ દ્રહમાં આવેલ મૂલ કમળને ફરતા બીજા કમળોનો પરિવાર કહ્યો છે તેમ અહીં પણ જંબૂવૃક્ષનો તે જ પ્રમાણે પરિવાર જાણવો એટલે કે શ્રીદેવીના મુખ્ય પદ્મના પરિવાર રૂપ બીજા પદ્મો કહ્યા છે તે જ રીતે

આ મુખ્ય જંબૂવૃક્ષના પરિવાર રૂપ બીજા નાના જંબૂવૃક્ષો જાણવા. પરંતુ વિશેષ એ છે કે ત્યાં શ્રીદેવીના અધિકારમાં ચાર મહત્તરિકા કહી છે તેમને ઠેકાણે અહીં ચાર અગ્ર-મહિષીઓ જાણવી. આ જંબૂવૃક્ષ પૃથ્વીમય રૂપ છે ૧૪૩

કોસદુગએહિં જંબૂ, ચઉદિસિ પુવ્વસાહસમભવણા
વિદિસાસુ સેસતિસમા, ચઉવાવિજુયા ય પાસાયા.૧૪૪

| | |
|---|---|
| પુવ્વસાહ સમ-પૂર્વ દિશાની શાખા સરખા | ચઉવાવિ-ચાર વાવો |
| સેસતિસમ-બાકીના ત્રણ સમાન | જુઆ-યુક્ત, સહિત |

અર્થ —જંબૂવૃક્ષની ચારે દિશામાં બસો ગાઉ છેટે પૂર્વ દિશાની મુખ્ય શાખા ઉપર આવેલ ભવન સમાન ચાર ભવનો છે અને ચાર વિદિશામાં બાકીની ત્રણ દિશાની શાખાઓના ભવન સમાન ચાર વાવો સહિત પ્રાસાદો છે ૧૪૪

વિશેષાર્થ—જંબૂવૃક્ષથી પૂર્વાદિ ચારે દિશામાં બસો કોશ એટલે પચાસ યોજન દૂર જઈએ ત્યારે તે ઠેકાણે પૂર્વ દિશાની મુખ્ય શાખા પર રહેલા ભવનની જેવા ચાર ભવનો છે અને ઈશાનાદિ ચારે વિદિશામાં તેટલે જ દૂર એટલે પચાસ યોજન છેટે બાકીની ત્રણ દિશાની ત્રણ મુખ્ય શાખાઓમાં ઉપર રહેલા ભવનની જેવા અને ચાર ચાર વાવોએ કરીને યુક્ત એવા પ્રાસાદો છે એક એક વિદિશામાં એક એક એમ ચાર હોવાથી ચાર પ્રાસાદો છે તે બેસવા માટેના સિંહાસના સહિત છે દરેક પ્રાસાદને ફરતી ચાર ચાર વાવો છે તે વાવો અર્ધ કોશ લાંબી અર્ધ કોશ પહોળી અને કોશના આઠમા ભાગ જેટલી (અઢીસો ધનુષ) ઉંડી છે ૧૪૪

पासुंतरेसु अड जिणु–कूडा तह सुरकुराइ अवरद्धे;
रययपीढे सामलि–रुक्खो एमेव गरुलस्स १४५

| | |
|---|---|
| पासुतरेसु तेओना आंतरामां | रययपीढे– रूपमय पीठ उपर |
| जिणुकूडा–जिनकूटो | सामलिरुक्खो–शाल्मलि वृक्ष |
| सुरकुराइ–देवकुरु क्षेत्रमां | एमेव–एवुं ज |
| अवरद्ध–पश्चिमार्धने विषे | गरुलस्स–गरुड देवनुं |

अर्थः—तेमना आंतरामां आठ जिन कूटो छे तथा देवकुरुना पश्चिमार्धने विषे रूपाना पीठने विषे गरुडदेवनुं शाल्मली नामे वृक्ष छे १४५

विवेचन —ते चार भवन अने आ प्रासादनां आठ आंतराने विषे जिनभवनो सहित आठ कूटो छे ते कूटो मूळमां बार योजन विस्तारवाळा शिखर पर चार योजन विस्तारवाळा अने आठ योजन उंचा छे तथा देवकुरुना पश्चिमार्धने विषे रूपामय पीठ उपर गरुडदेवनुं शाल्मली नामनुं वृक्ष छे ते पण ए ज प्रमाणे एटले ज जंबूवृक्षनी जेवा ज परिमाण ने परिवार वाळु छे १४५

हवे महाविदेहना विजयादिकनुं स्वरूप कहे छे—

बत्तीस सोल बारस, विजया वक्खारअ तरणइओ;
मेरुवणाओ पुव्वा–वरासु कुलगिरिमहणुयना १४६

| | |
|---|---|
| वक्खार–वक्षस्कार पर्वतो | पुव्वावरासु पूर्व अने पश्चिममां |
| अंतरणइओ–अंतर नदीओ | महणुयता–महा नदी अंतर |
| मेरुवणाओ–मेरुना वनथी | अन्तवाळा |

अर्थ —मेरुना भद्रशाल वनथी पूर्व अने पश्चिम दिशामां कुलगिरिथी आरंभीने महानदीनी वच्चे बत्रीस

અર્થ —તે દરેક વિજયની પહોળાઈ બાવીસસો બાર યોજન તથા યોજનના આઠીયા સાત ભાગ પ્રમાણ છે વક્ષસ્કાર પર્વતોની પહોળાઈ ૫ યોજન પ્રમાણ છે અને વેદિકા સહિત દરેક નદીનુ પ્રમાણ એકસો પચીસ યોજનનું છે ૧૪૭

વિવેચના—દરેક વિજયની પહોળાઈ બાવીશસો ને બાર યોજન તથા ઉપર આઠીયા સાત ભાગ (૨૨૧૨⅞) એટલું છે દરેક વક્ષસ્કાર પર્વતનુ પાચસો (૫ ૦) યોજન પહોળપણું છે અને વેદિકા સહિત અતરનદીઓનુ એકસો ને પચીસ (૧૨૫) યોજન પહોળપણું છે આ દરેકની પહો ળાઈ આ પ્રમાણે જાણવી—મેરૂ પર્વત અને તેની બન્ને બાજુના ભદ્રશાલ વનનું પહોળાપણું ૫૪ ૦ યોજન છે એ તે ૫૪ ૦૦ યોજન પ્રમાણ ભૂમિ મેરૂ અને બે બાજુના વને મળીને રોકી છે સોળ વિજયોની કુલ પહોળાઈ ૩૫૪૦૬ યોજન છે આઠ વક્ષસ્કાર પર્વતોની કુલ પહોળાઈ ૪૦ ૦ યોજન છ ૭ અતરનદીઓની કુલ પહોળાઈ ૭૫૦ યોજન છે અને બે બાજુના–પૂર્વ ને પશ્ચિમના વનમુખની પહોળાઈ ૫૮૪૪ યોજન છે આ પાચમાંથી જેની પહોળાઈ લાવવાની ઈચ્છા હોય તે સિવાય બાકીના ચારની પહોળાઈ એકઠી કરવી એટલે કે બાકીના ચારની પહોળાઈના જેટલા યોજનો ઉપર લખ્યા છે તેનો સરવાળો કરવો પછી જે અક આવે તે જબૂદ્વીપના એક લાખ યોજન પ્રમાણ વિષ્કભમાંથી બાદ કરવો જે બાકી રહે તેને ઇચ્છેલા વિજયાદિના અકે ભાગવા જે ભાગાકાર આવે તે ઇષ્ટ વિષયની (સ્થાનની) પહોળાઈ જાણવી. ૧૪૭

વિજયાદિકની લંબાઈ કહે છે—

સોલસસહસ્સ પણસય, બાણઉઆ તહ ય દો કલાઓ ય;
એએસિ સવ્વેસિ, આયામો વણમુહાણ ચ ૧૪૮

| | |
|---|---|
| બાણઉઆ–બાણુ | સવ્વેસિ–સર્વેનો |
| તહય–તેમજ | આયામો–લંબાઈ |
| એએસિ–એમનો | વણમુહાણ–વનમુખોનો |

અર્થ —એ સઘળાંની તથા વનમુખની લંબાઈ સોળ હજાર પાંચસો બાણુ યોજન અને બે કલા (૧૬૫૯૨–૨) પ્રમાણ છે ૧૪૮

વિવેચન —સોળ હજાર પાંચ સો બાણુ યોજન તથા ઉપર બે કળા એટલે ઓગણીશીયા બે ભાગ આટલો આયામ–લંબાઈ આ સર્વનો એટલે દરેક વિજય, વક્ષસ્કાર અને અંતરનદીનો છે તથા વળી દરેક વનમુખનો પણ તેટલો જ આયામ છે એટલે શીતોદા અને શીતા નદીના પૂર્વ અને પશ્ચિમ કિનારે જે ચાર વનમુખ છે તેનો પણ તેટલો જ વિસ્તાર છે ૧૪૮

વક્ષસ્કારની ઉંચાઈ વગેરે કહે છે—

અયદ તગિરિણ્ણુચ્ચા, વક્ખારા તાણુમતગવ્વઈણ;
વિજયાણ ચ ભિહાણા–ઈ માલવ તા પયાહિણઓ ૧૪૯

| | |
|---|---|
| અયદ ત–અજ્જ વ | અભિહાણાઈ–નામો |
| ણિરિણ્ણુચ્ચા–પર્વતની જેમ ઉંચા | માલવતા–માલ્યવાન ગજદંતથી |
| તાણ–તેમના | પયાહિણઓ–પ્રદક્ષિણા વર્ત |

| | |
|---|---|
| તિઉડે-ત્રિકૂ | સુહાવહે-સુખાવહ |
| વેસમણેત્તિ વૈશ્રમણ ૫૫ | ચંદે-ચંદ્ર |
| અંજણ-અંજનગિરિ | સૂરે-સૂર |
| માયંજણે માતંજન | નાગે-નાગદેવ |
| અંકાવઈ-અંકપાતી | દેવે-દેવ |
| પમ્હાવઈ પદ્માપાતી | વક્ખારગિરિ-વક્ષસ્કાર [પર્વતો] |
| આસીવિસ-આશીવિષ | ણામા-નામો |

અર્થ —ચિત્રકૂટ ૧ અને પદ્મકૂટ ૨, નલિનીકૂટ ૩, અને એકશૈલકૂટ ૪ અને ત્રિકૂટ ૫, વૈશ્રમણકૂટ ૬ વળી અંજનકૂટ ૭ માતંજનકૂટ ૮, નિશ્ચે અંકાપાતીકૂટ ૯ પદ્માપાતીકૂટ ૧૦ આશીવિષકૂટ ૧૧ તથા સુખાવહકૂટ ૧૨ ચંદ્રકૂટ ૧૩ સૂરકૂટ ૧૪ નાગકૂટ ૧૫ અને દેવકૂટ ૧૬ આ સોળ વક્ષસ્કાર પર્વતના નામો માલ્યવંત નામના ગજદંત પર્વતથી પ્રદક્ષિણાવર્તે જાણવા. ૧૫૦-૧૫૧

હવે ૧૨ અંતરનદીઓના નામ કહે છે—

ગાહાવઈ ૧ દહવઈ ૨, વેગવઈ ૩ તત્ત ૪ મત્ત ૫
ઉમ્મત્તા ૬; ખીરોય ૭ સીયસોયા ૮ તહ અંતોવા
હિણી ૯ ચેવ ૧૫૨

ઉમ્મીમાલિણિ ૧૦ ગંભીરમાલિણી ૧૧ ફેણમાલિણી
૧૨ ચેવ;
સવ્વત્થ વિ દહઓયથ-ઉંડા કુડુંભવા એયા ૧૫૩

અર્થ—આ વક્ષસ્કાર પર્વતો ગજદંતગિરિ જેટલા ઉંચા છે તેઓનાં, અંતરનદીઓના અને વિજયોનાં નામો શાશ્વત ગિરિથી પ્રદક્ષિણાવર્તે જાણવા ૧૪૯

વિવેચના—સોળ વક્ષસ્કાર પર્વતો ગજદંત ગિરિની જેટલા ઉંચા છે એમ ગજદંતગિરિ કુલગિરિની પાસે ચાર સો યોજન ઉંચા છે અને છેડે પાંચ સો યોજન ઉંચા છે તેમ આ વક્ષસ્કાર ગિરિઓ પણ કુલગિરિની પાસે ચાર સો યોજન ઉંચા છે અને છેડે એટલે સીતોદા અને સીતા નદીની સમીપે પાંચ સો યોજન ઉંચા છે તથા તેમનું જાડપણું આદિ અને અંતમાં પાંચ સો યોજન છે તે ૧૬ વક્ષસ્કારનાં, ૧૨ અંતરનદીઓના, અને ૩૨ વિજયોના નામો શાશ્વત નામના ગજદંત પર્વતથી શરૂ કરીને પ્રદક્ષિણાએ નીચે પ્રમાણે જાણવા. ૧૪૯

પ્રથમ ૧૬ વક્ષસ્કારનાં નામો કહે છે—

ચિત્તે ૧ બંભકૂડે ૨, ણલિણીકૂડે ૩ ય એગસેલે ૪ ય
તિઉડે ૫ વેસમણે ૬ વિ ય, અંજણ ૭ માયંજણે ૮ ચેવ. ૧૫

અંકાવઈ ૯ પમ્હાવઈ ૧૦, આસીવિસ ૧૧ તહ સુહ
વહે ૧૨ ચંદે ૧૩; સૂરે ૧૪ ણાગે ૧૫ દેવે ૧૬ સોલસ
વક્ખારગિરિણામા ૧૫

ચિત્તે ચિત્રકૂટ | ણલિણીકૂડે—નલિનીકૂટ
બંભકૂડે—બ્રહ્મકૂટ | એગસેલે—એકશૈલ

પમ્હુ ૧૭ સુપમ્હો ૧૮ ય મહા-પમ્હો ૧૯ પમ્હાવઈ
૨૦ તત્તો; [૨૪ ૧૫૬
સંખો ૨૧ ણલિણનામા ૨૨ ય, કુમુઓ ૨૩ ણલિણાવઇ
વપ્પુ ૨૫ સુવપ્પો ૨૬ અ મહા-વપ્પો ૨૭ વપ્પાવઈ
૨૮ ત્તિ ય; [૩૨ ૧૫૭
વગ્ગુ ૨૯ તહા સુવગ્ગુ ૩૦ ય, ગંધિલો ૩૧ ગંધિલાવઈ

| | |
|---|---|
| કચ્છુ—કચ્છ વિજય | પમ્હુ—પદ્મ વિજય |
| સુકચ્છો—સુકચ્છ વિજય | સુપમ્હો—સુપદ્મ વિજય |
| મહાકચ્છો—મહાકચ્છ વિજય | મહાપમ્હો મહાપદ્મ વિજય |
| કચ્છાવઈ—કચ્છાવતી વિજય | પમ્હાવઈ—પદ્માવતી વિજય |
| આવત્તો આવર્ત વિજય | સંખો—શંખ વિજય |
| મંગલાવત્તો મંગલાવર્ત વિજય | ણલિણનામા—નલિન નામવાળો |
| પુક્ખલો—પુષ્કલાવર્ત વિજય | કુમુઓ—કુમુદ |
| પુક્ખલાવઈ—પુષ્કલાવતી વિજય | ણલીણાવઈ—નલિનાવતી વિજય |
| વચ્છુ—વત્સ વિજય | વપ્પુ—વપ્ર વિજય |
| સુવચ્છ—સુવત્સ વિજય | સુવપ્પો સુવપ્ર વિજય |
| મહાવચ્છો—મહાવત્સ વિજય | મહાવપ્પો—મહાવપ્ર વિજય |
| વચ્છાવઈ—વત્સાવતી વિજય | વપ્પાવઈત્તિ વપ્રાવતી વિજય |
| રમ્મો—રમ્ય વિજય | વગ્ગુ—વલ્ગુ વિજય |
| રમ્મઓ—રમ્યક વિજય | સુવગ્ગુ—સુવલ્ગુ વિજય |
| રમણી—રમણીય વિજય | ગંધિલો—ગંધિલ વિજય |
| મંગલાવઈ—મંગલાવતી વિજય | ગંધિલાવઈ—ગંધિલાવતી વિજય |

અર્થઃ—કચ્છ ૧ સુકચ્છ ૨ અને મહાકચ્છ ૩
કચ્છવત (કચ્છાવતી) ૪ તથા આવર્ત ૫, મંગલાવર્ત ૬

વિજયની મધ્યમા કહેલા વંતાઢય પવ તવડે હ્લ રૂપ કરાયા છે એટલે ઉત્તરાર્ધ અને દક્ષિણાધ એવા બે ખડવાળા કરાયા છે તથા તેમાં કહેલી નદીઓ વડે ભરત ક્ષેત્રની જેમ છ ખડવાળા થયા છે નદીદિશિના હલને વિષે એટલે સીતા ને સીતાદા તરફના દક્ષિણાધ અને ઉત્તરાધના મધ્ય ખડને વિષે ભરતાર્ધની એટલે દક્ષિણ ભ રતાધના મધ્યખડમા રહેલી અયોધ્યા નગરીની જેવી આ કહેવાશે એવા નામ નગરીઓ છે ૧૫૮

૧ નગરીઓના નામ કહે છે—

ખેમા ૧ ખેમપુરા ૨ રિ ઠ, અરિ ૪ ગિટ્ઠાવઇ ૪ ય ણાયવ્વા; [૮ ય. ૧૫૯

ખગ્ગી ૫ મ જૂસા ૬ વિય ઓસહિપુરિ ૭ પુડરિગિણી સુસીમા ૯ કુ ડલા ૧૦ ચેવ, અવરાવિઅ ૧૧ પહ કરા૧૨; અ કાવઇ ૧૩ પન્હાવ ૧૪, સુભા ૧૫ ચણુસચયા. [૧૬ ૧૬૦

આસપુ ૧૭ સીહપુરા ૧૮ મહાપુ ૧૯ ચેવ હવઇ વિજયપુરા ૨૦ [મેઆ ૨૪ ય ૧૬૧

અવરાઇયા ૧ ય અવરા ૨૨, અસોગા ૨૩ તહ વીઅ વિજયા ૨૫ ય વેજયતી ૨૬, જયતી ૨૭ અપરાજિયા ય ૨૮ બોધવ્વા; અજિઞ્ઝા ૩૨ ય ૧૬૨

ચક્કપુરા ૨૯ ખગ્ગપુરા ૩૦, હોઇ અવજ્ઝા ૩૧

પુષ્કલ ૭ પુષ્કલાવત્ ૮ (પુષ્કલાવતી) વચ્છ ૯ સુવચ્છ ૧૦ મહાવચ્છ અને ૧૧ વચ્છવત્ (વચ્છાવતી) ૧૨ વળી રમ્ય ૧૩ અને રમ્યક ૧૪ નિશ્ચે રમણીય ૧૫, મંગલાવત્ (મંગલાવતી) ૧૬, પદ્મ ૧૭, સુપદ્મ ૧૮, અને મહાપદ્મ ૧૯ પદ્મવત્ (પદ્માવતી) ૨૦ ત્યાર પછી શંખ ૨૧ નલિન નામની ૨૨ અને કુમુદ ૨૩, નલિનવત્ (નલિનાવતી) ૨૪ વપ્ર ૨૫, સુવપ્ર ૨૬ અને મહાવપ્ર ૨૭, વપ્રવત્ (વપ્રાવતી નામે ૨૮, અને વલ્ગુ ૨૯ તથા સુવલ્ગુ ૩૦ અને ગંધિલ ૩૧ તથા ગંધિલવત્ (ગંધિલાવતી) ૩૨, આ પ્રમાણે વિજયનાં નામો છે ૧૫૪–૧૫૭

**એએ પુવ્વાવરગય–વિત્થડંદલિય ત્તિ ખુડ્ડદિસિદલેસુ।**
**ભરહદ્ધપુરિસમાઓ, ઇમેહિં ણામેહિં ણયરીઓ. ૧૫૮**

| | |
|---|---|
| એએ—આ વિજયો (જેવા) | ભરહદ્ધ—ભરતાર્ધની |
| પુવ્વાવરગય પૂર્વ પશ્ચિમમાં | પુરિસમાઓ નગરી સરખી |
| દલિય—અર્ધ બનેલા | ઇમેહિં ણામેહિં—આ નામવાળી |
| ખુડ્ડદિસિદલેસુ—નાના તરફના અર્ધ ભાગમાં | ણયરીઓ—નગરીઓ |

અર્થ—આ વિજયોના પૂર્વ પશ્ચિમ લંબાયેલા (લાંબા) બતાવેલ ૩૨ જે વિભાગ કહ્યા છે તેમાં નાની દિશાના બે અર્ધ વિષે ભરતાર્ધની નગરી સમાન આ નામે નગરીઓ છે ૧૫૮

વિવેચન—આ કચ્છાદિક ૩૨ વિજયો પૂર્વ અને પશ્ચિમ દિશામાં લંબાયેલા એટલે પૂર્વ પશ્ચિમ લાંબા અને

વીતશોકા ૨૪ અને વિજયા ૨૫ અને વૈજયન્તી ૨૬ જયન્તી ૨૭ અને અપરાજિતા ૨૮, જાણવી ચક્રપુરા ૨૯ ખડ્ગપુરા ૩૦ અવધ્યા ૩૧ અને અયોધ્યા ૩૨ છે ૧૫૯-૧૬૨

વિજયની નદીઓનું સ્વરૂપ કહે છે—

કુંડુબ્ભવા ગંગા-સિંધુઓ કચ્છપમુહપમુહેસુ,
અટ્ઠસુ વિજએસુ, સેસેસુ ય રત્તરત્તવઈ ૧૬૩

કુંડુબ્ભવા-કુંડમાંથી નીકળેલી | વિજએસુ-વિજયોમાં
પમુહેસુ પ્રમુખ | સેસેસુ બાકીના (વિજયોમાં)
અટ્ઠસુ-આઠ આઠ | રત્તરત્તવઈ-રક્તા અને રક્તવતી

અર્થ—કુંડમાથી નીકળેલી ગંગા અને સિંધુ નામની નદીઓ અનુક્રમે કચ્છ વગેરે આઠ વિજયમાં તથા પદ્મ વિગેરે આઠ વિજયોમાં જાણવી. બાકીના વિજયોમાં રક્તા તથા રક્તવતી નામે નદીઓ જાણવી. ૧૬૩

વિવેચન —નિષધ પર્વતની સમીપે જે ૩૨ કુંડો છે તે કુંડમાથી ગંગા અથવા સિંધુ નામે એક એક નદી નીકળે છે તે નામની બે નદીઓ પદ્મપ્રમુખ દક્ષિણ બાજુની આઠ આઠ એટલે કુલ ૧૬ વિજયોને વિષે હોય છે, અને બાકીના એટલે વચ્છ વિગેરે આઠ અને વપ્ર વિગેરે આઠ મળી કુલ ૧૬ ઉત્તર બાજુની વિજયોને વિષે રક્તા અને રક્તવતી નામની બન્ને નદીઓ છે તે નદીઓ નીલવંત પાસેના ૩૨ કુંડોમાથી નીકળેલી છે આ સર્વ નદીઓ જગતી ને ભેદીને શીતા અને શીતોદાને વિષે પ્રવેશ કરે છે— મળે છે ૧૬૩

અનુક્રમે નીલવંત પર્વત તરફ જતાં તેની પહોળાઈ ધીમે ધીમે ઘટતી જાય છે અને છેવટે પર્વત આગળ તેની પહોળાઈ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલીજ હોય છે

આ વનમુખની પહોળાઇ લાવવાની રીત આ પ્રમાણે— કુલગિરિથી નદી તરફ જે ઠેકાણે વનમુખનો વિષ્કંભ જાણવાનો હોય તે ઠેકાણું કુલગિરિથી જેટલા યોજનાદિક છેટું હોય તે યોજનાદિકના અંકને ( યોજનને ૧૯ વડે ગુણી ઉપર કળા હોય તે તેમાં મેળવવી. ) વનમુખના અન્ત્ય વિસ્તારના અંકવડે એટલે ૨૯૨૨ વડે ગુણવા પછી વનની કુલ લંબાઈ જે ૧૬૫૯૨ યોજન અને ૨ કળા છે તેને સવર્ણ કરવા માટે યોજનની સંખ્યાને ૧૯ વડે ગુણી તેમાં ઉપરની બે કળા નાખવી. તેમ કરવાથી કુલ કળા ૩૧૫૨૫ થાય છે તે વડે ઉપરના ગુણાકાર કરેલા અંકનો ભાગાકાર કરવો ભાગમાં જે આવે તેટલા યોજન અને બાકી શેષ રહે તે કળા સમજવી. આટલો ઈષ્ટ સ્થાનનો વિષ્કંભ જાણવો.

જેમકે—કુલગિરિથી ૧૬૫૯૨ યોજન અને ૨ કળા જઇએ ત્યારે વનમુખનો વિષ્કંભ કેટલો હોય તે જાણવું છે માટે તે યોજનના અંકને ૧૯ વડે ગુણતાં ૩૧૫૨૪૮ થાય તેમાં ઉપરની ૨ કળા નાખવાથી ૩૧૫૨૫ થાય. તેને વિસ્તારના આંક ૨૯૨૨ વડે ગુણતાં ૯૨૧૧૧ ૫૦ થાય. તેને વનની કુલ લંબાઈની જે કળા ૩૧૫૨૫ આવી છે તે વડે ભાગતાં ભાગમાં ૨૯૨૨ આવે છે બાકી શેષ શૂન્ય રહે છે તેથી નદી પાસે આવેલા વનમુખનો વિષ્કંભ ૨૯૨૨ યોજનનો છે એમ સિદ્ધ થયું એજ પ્રમાણે સર્વત્ર જાણવું

વિજયોનો મળીને વિસ્તાર છે તથા બે બાજુના (પૂર્વ ને પશ્ચિમના) વનમુખનો વિસ્તાર અઠ્ઠાવન સો અને ચુમાળીસ યોજન છે તથા સાત સો અને પચાસ યોજન છ અંતર નદીનો વિસ્તાર છે. દશ હજાર યોજન મેરૂ અને ભદ્રશાલ વનનો વિસ્તાર છે તથા આઠ વક્ષસ્કાર ગિરિનો વિસ્તાર ચાર હજાર યોજન છે. એ સર્વને એકઠા કરવાથી પરિપૂર્ણ એક લાખ યોજન થાય છે. ૧૬૫-૧૬

વિવેચન.—મહાવિદેહની એક લાખ યોજનની લંબાઈ છે તેની અંદર નીચે જણાવ્યા પ્રમાણે આવેલા વિજયાદિક પદાર્થનો વિસ્તાર એકઠો કરવાથી લાખ યોજન થાય છે તે જણાવે છે —

| | |
|---|---|
| સોળ વિજયોનો વિષ્કંભ | ૩૫૪૦૬ યોજન |
| બે વનમુખનો વિષ્કંભ | ૫૮૪૪ યોજન |
| છ અંતરનદીનો વિષ્કંભ | ૭૫૦ યોજન |
| મેરૂનો વિષ્કંભ | ૧૦૦૦૦ યોજન |
| બે બાજુના ભદ્રશાલ વનનો વિષ્કંભ | ૪૪૦૦૦ યોજન |
| આઠ વક્ષસ્કાર ગિરિનો વિષ્કંભ | ૪૦૦૦ યોજન |
| (૧૬૫-૧૬૬) | કુલ ૧૦૦૦૦૦ યોજન |

અબાધા ક્યાં છે તે કહે છે —

એમસુસમદમઅંતે સમરગવૃઓ અહો અહોગામા;
બાયાલીસસહસેહિ, ગંતુ મેરુસ્સ પચ્છિમઓ. ૧૬૭

| | |
|---|---|
| સમયસગીઓ—સમભૂમિથી | બાયાલીસ—બેતાલીસ |
| અહો—નીચે | ગંતુ—જઈને |
| અહોગામા—અધોગ્રામ | પચ્છિમઓ—પશ્ચિમ દિશામાં |

અર્થ —મેરૂ પર્વતની પશ્ચિમ દિશાએ સમભૂતલા પૃથ્વીથી બેતાલીશ હજાર યોજન જઈએ ત્યારે નીચે દશ સો યોજનને અંતે એટલે એક હજાર યોજન ઉંડા જઈએ તે ઠેકાણે અધોગ્રામ આવે છે ૧૬૭

વિવેચના—મેરૂ પર્વતથી પશ્ચિમ તરફ સમભૂતલાથી અનુક્રમે માત્રાએ માત્રાએ ભૂમિ નીચી નીચી થતી જાય છે તે તરફ ૪૨ યોજન જઈએ ત્યારે ત્યાં સમભૂતલાની અપેક્ષાએ ૧ યોજન નીચાણ થાય છે તે ઠેકાણે જે ગામો છે તે અધોગ્રામ કહેવાય છે (જંબૂદ્વીપના લાખ યોજનમાંથી મેરૂના દશ હજાર યોજન બાદ કરતાં ૯૦૦૦૦ રહે તેના અર્ધ એટલે ૪૫ ० યોજન મેરૂની પૂર્વ અને પશ્ચિમે છે તેમાંથી વનમુખના ૨૯૨૨ યોજન બાદ કરતાં ૪૨ ૦૭૮ યોજન રહે છે તે સ્થાને એક હજાર યોજન ઉંડાઈ સમજવી.) સમભૂતલાથી ઉંચે અને નીચે નવ સો નવ સો યોજન સુધી તિર્યગ લોક છે સમભૂતલાથી નવ સો યોજનની ઉપરનો ભાગ તે ઉર્ધ્વ લોક અને નવ સો યોજનથી નીચેનો ભાગ તે અધોલોક કહેવાય છે તેથી એક હજાર યોજન નીચે જઈએ ત્યારે જે ગામો આવે તે અધોગ્રામ કહેવાય છે ૧૬૭

હવે પુષ્કરાર્ધમાં જઘન્ય અને ઉત્કૃષ્ટથી તીર્થંકરાદિકની ઉત્પત્તિ કહે છે—

ચઉ ચઉતીસં ચ જિણા, જહન્નમુક્કોસઓ અ હુંતિ કમા;
હરિચક્કિબલા ચઉરો, તીસં પત્તેઅમિહ દીવે ૧૬૮

વિજયા-તીર્થંકરો | બલા-બલદેવ
હરિ-વાસુદેવ | પત્તેઅ-પ્રત્યેક
ચક્કી-ચક્રવર્તી | ઇઇ રીતિ-આ દ્વીપમાં

અર્થ—આ જંબૂદ્વીપમાં અનુક્રમે જઘન્યથી ચાર અને ઉત્કૃષ્ટથી ચોત્રીસ જિનેશ્વરો હોય છે વાસુદેવ, ચક્રવર્તી અને બળદેવ (પ્રતિ વાસુદેવ) એ દરેક જઘન્યથી ચાર અને ઉત્કૃષ્ટથી ત્રીસ હોય છે ૧૬૮

વિવેચના—આ જંબૂદ્વીપમાં જઘન્યથી ચાર અને ઉત્કૃષ્ટથી ચોત્રીસ તીર્થંકરો હોય છે કેમકે બત્રીશ વિજય અને ભરત તથા ઐરવત એ ચોત્રીશ ક્ષેત્રમાં એક સાથે એક એક તીર્થંકર હોય છે તેથી તે વખતે ઉત્કૃષ્ટથી ચોત્રીશ તીર્થંકર હોય છે તથા જઘન્યથી મહાવિદેહની ચાર વિજયમાં એક એક તીર્થંકર હોય ત્યારે ચાર તીર્થંકર હોય છે અત્યારે મહાવિદેહમાં ચાર તીર્થંકરો વિચરતા છે તથા વાસુદેવ ચક્રવર્તી અને બળદેવ તે દરેક દરેક જઘન્યથી ચાર ચાર અને ઉત્કૃષ્ટથી ત્રીશ ત્રીશ હોય છે અહીં કોઇ શંકા કરે કે— ચક્રી અને વાસુદેવ વગેરે ઉત્કૃષ્ટથી ચોત્રીશ ચોત્રીશ કેમ ન હોય? ઉત્તર—જે ક્ષેત્રમાં જે વખતે ચક્રવર્તી હોય તે ક્ષેત્રમાં તે વખતે વાસુદેવો હોતા નથી એમ નિયમ છે અને જઘન્યથી ચાર ચક્રવર્તી અને ચાર વાસુદેવ હોય છે એમ અહીં કહ્યા છીએ તેથી જે ક્ષેત્રોમાં જે વખતે ચાર ચક્રવર્તીઓ હોય તે ક્ષેત્રોમાં તે વખતે વાસુદેવો હોય નહી. તે સિવાયના ક્ષેત્રોમાં ૩૦ વાસુદેવ હોય અને જે ચાર ક્ષેત્રમા વાસુદેવો હોય તેમાં ચક્રવર્તીઓ હોય નહી, તે

વિભાગના ૩૦ ક્ષેત્રોમાં ચક્રવર્તી હોય. તેથી ઉત્કૃષ્ટપણે પણ જિનો ને વાસુદેવો ત્રીસ ત્રીસ જ હોય, એમ કહ્યું છે તે બરાબર છે. અહીં ક્ષેત્ર શબ્દે મહાવિદેહની ૩૨ વિજય અને ભરત તથા ઐરવત મળી ૩૪ ક્ષેત્ર સમજવા. ૧૯૮

હવે ચંદ્ર અને સૂર્યનું ચારક્ષેત્ર (ચાલવાનું—ગતિ કરવાનું ક્ષેત્ર) કહે છે—

સસિદુગરવિદુગચારો, ઇહ દીવે તેસિ ચારખિત્તં તુ।
પણ સય દસુત્તરાઈં, ઇગસટ્ઠિ ભાયા (ભાગા) ય
અડયાલા ૧૯૯

| | |
|---|---|
| સસિદુગ—બે ચંદ્રનો | ચારખિત્ત—ચાર ક્ષેત્ર |
| રવિદુગ—બે સૂર્યનો | દસુત્તરાઈં—દશ અધિક |
| ચારો—ચાર, ભ્રમણ | ઇગસટ્ઠિ ભાગા—એકસઠીયા ભાગ |
| તેસિં—તેમનું | અડયાલા—અડતાલીસ |

અર્થ—આ દ્વીપમાં બે ચંદ્ર અને બે સૂર્યનો ચાર (ફરવું તે) છે. તેમનું ચાર ક્ષેત્ર તો પાંચ સો દશ યોજન અને એકસઠીયા અડતાલીસ ભાગ જેટલું છે. ૧૯૯

વિવેચન—આ જંબૂદ્વીપમાં બે ચંદ્ર અને બે સૂર્યનો ચાર એટલે ચાલવું છે. એટલે જંબૂદ્વીપમાં બે ચંદ્ર અને બે સૂર્ય પ્રકાશ આપે છે. તેમનું ચાર ક્ષેત્ર ૫૧ યોજન અને એક યોજનના ૬૧ ભાગ કરીએ એવા ૪૮ ભાગ જેટલું છે. એટલે આ ચંદ્ર અને સૂર્ય આટલા ક્ષેત્રમાં (પહોળાઈની અપેક્ષાએ) ફરે છે. તેમાં પણ જંબૂદ્વીપમાં




ચક્રના ૧૫ માંડલા તથા ૧૪ આંતરા.

પૃ ૧૮૩ પા. ૧૭

૧૮ યોજનનું ચાર ક્ષેત્ર છે અને લવણ સમુદ્રમાં ૩૩૦ $\frac{48}{61}$ યોજન છે ૧૬૯

તે ચંદ્ર સૂર્યના મંડળોની સંખ્યા અને તેમના પ્રમાણ કહે છે—

પન્નરસ ચુલસીઇસયં, છપ્પણ્ણડયાલભાગમાણાઇં;
સસિસૂરમંડલાઇં, તયંતરાણિ ઇગિગહીણાઇં ૧૭૦

| | |
|---|---|
| પન્નરસ-૧૫ | સસિ સૂરના |
| ચુલસીઇ-ચોરાશી [ભાગ | મંડલાઇં-મંડળો માંડલાં |
| અડયાલ ભાગ-અડતાલીશીના | તયંતરાણિ-તેનાં આંતરાં |
| માણાઇં-પ્રમાણનાં | ઇગિગહીણાઇં-એક એક ઓછાં |

અર્થ—ચંદ્ર અને સૂર્યનાં માંડલાં અનુક્રમે પંદર અને એક સો ચોરાશી છે તેમનું પ્રમાણ અનુક્રમે એકસઠીયા ૫૬ અને ૪૮ ભાગ પ્રમાણ છે તેમનાં આંતરાં માંડલાં કરતાં એક એક હીન છે. ૧૭૦

વિવેચનઃ—ચંદ્રના ૧૫ માંડલા છે અને સૂર્યનાં ૧૮૪ માંડલા છે તે માંડલા છપ્પન અને અડતાળીશ ભાગ પ્રમાણવાળાં છે એટલે કે ચંદ્રનાં મંડળ એક યોજનના એકસઠ ભાગ કરીએ તેવા એકસઠીયા છપ્પન ભાગ $\frac{56}{61}$ પ્રમાણવાળાં છે અને સૂર્યના મંડળ એકસઠીયા અડતાળીશ ભાગ $\frac{48}{61}$ પ્રમાણવાળાં છે તથા તે સર્વ માંડલાના આંતરા એક એક ઓછા છે એટલે ચંદ્રના પંદર માંડલાના ચૌદ આંતરા થાય છે અને સૂર્યના ૧૮૪ માંડલાના આંતરા ૧૮૩ થાય છે મંડળને આકારે (ગોળાકારે) આકાશમાં ચાલતા ચંદ્ર

અને સૂર્યના વિમાનોએ અનુક્રમે ૫૬/૬૧ અને ૪૮/૬૧ યોજન પ્રમાણ ક્ષેત્રનો વિભાગ રોકેલો હોય છે તેનું નામ જ માંડલા કહેવાય છે. ૧૭

એક માંડલાથી બીજા માંડલા સુધીમાં વચ્ચે કેટલું અંતર હોય છે તે કહે છે—

પણતીસજોયણે ભાગ-તીસ ચઉરો અ ભાગ સગભા- [ભા] ગા।
અંતરમાણં સસિણો રવિણો પુણ જોયણે દુણ્ણિ. ૧૭૧

| | |
|---|---|
| ભાગ તીસ-ત્રીસ ભાગ | અંતરમાણં-અંતરનું પ્રમાણ |
| ચઉરો-ચાર | દુન્નિ-બે |
| સગ ભાગ-સાતીયા ભાગ | |

અર્થઃ—ચંદ્રના મંડલનું આંતરું ૩૫ યોજન એકસઠીયા ૩૦ ભાગ અને એકસઠીયા એક ભાગના સાત ભાગ કરીએ તેવા ૪ ભાગ જેટલું છે અને સૂર્યના મંડલનું આંતરું બે યોજન છે ૧૭૧

વિવેચનઃ—ચંદ્રના કુલ પંદર માંડલા છે તેથી તેનાં ૧૪ આંતરા છે તે દરેક આંતરાનું પ્રમાણ ૩૫ યોજન, એકસઠીયા ૩૦ ભાગ અને એક એકસઠીયા ભાગના સાત ભાગ કરીએ તેવા ચાર ભાગ પ્રમાણ છે. સૂર્યના ૧૮૪ માંડલા છે તેથી તેના ૧૮૩ આંતરા છે તે દરેક આંતરાનું પ્રમાણ બે યોજનનું છે આ અને આંતરા કેવી રીતે આવે છે તે જણાવે છે—



સૂર્યના ૧૮૪ માંડલા તથા માંડલાના આંતરા.

પૃ ૧૮૪ મા. ૧૦૦

આ અંતર લાવવાની રીત આ પ્રમાણે—જેટલી માળાની સંખ્યા હોય તેટલી સંખ્યાને તે માંડલાના પ્રમાણ વડે ગુણવી. પછી તેને એકસઠે ભાગવા જે આવે તે મૂળ રાશિમાંથી (આર સિત્રમાંથી) બાદ કરવું જે શેષ રહે તેને આંતરાવડે ભાગવા. જે ભાગમા આવે તે યોજન જાણવા. જે શેષ રહે તેને એકસઠે ગુણવા. તેમાં ઉપલી રાશિના જે અંશ હોય તે નાખવા પછી ફરીથી તેને આંતરાવડે ભાગવા. જે ભાગમા આવે તે અંશ. જે બાકી રહે તેને સાતે ગુણવા પછી તેને આંતરાવડે ભાગવા જે ભાગમાં આવે તે પ્રતિઅંશ. એટલું દરેક આંતરા વચ્ચેનું અંતર જાણવું

ચંદ્રના માંડલાનુ અંતર આ પ્રમાણે જાણવું ચંદ્રના માંડલા ૧૫ છે એક એક માંડલું ૫૬ ભાગ પ્રમાણ છે માટે તેને ૫૬ સાથે ગુણીએ ત્યારે ૮૪૦ આવે. તેને ૬૧ એ ભાગવાથી ભાગમા ૧૩ આવે બાકી એકસઠીઆ ૪૭ અંશ શેષ રહે. ૧૩$\frac{૪૭}{૬૧}$ યોજન માંડલાએ રોક્યા છે માટે તેને મૂળ રાશિમાથી (આર સિત્રમાથી) એટલે ૫૧૦$\frac{૪૮}{૬૧}$ માથી બાદ કરીએ ત્યારે ૪૯૭$\frac{૧}{૬૧}$ રહે. હવે આ ૪૯૭$\frac{૧}{૬૧}$ ને ચૌદ આંતરા વડે ભાગવા. તો ભાગમા ૩૫ યોજન આવ્યા બાકી ૭ રહ્યા તના એકસઠીઆ અંશ કરવા માટે ૬૧ વડે ગુણતાં ૪૨૭ થાય. તેમા ઉપરનો ૧ અંશ ઉમેરવાથી ૪૨૮ થયા તેને ફરીથી ચૌદ આંતરાવડે ભાગતાં ભાગમાં ૩ એકસઠીઆ અંશ આવે. બાકી ૮ વધે છે તેને સાતે ગુણતાં ૫૬ થાય. તેને પાછા ચૌદ આંતરાએ ભાગતાં

ભાગમા ૮ આવે છે તેથી ૬ પ્રતિઅંશ થયા. આ પ્રમાણે ૩૫ યોજન, એકસઠીયા ૩૦ અંશ અને સાતીયા ૪ પ્રતિઅંશ ($૩૫\frac{૩૦}{૬૧}\frac{૪}{૭}$) આટલુ મંડલના દરેક માંડલા વચ્ચેનુ અંતર છે.

એ જ રીતે સૂર્યના માંડલાનુ અંતર કહેવુ તે આ પ્રમાણે—સૂર્યના માંડલા ૧૮૪ છે એક એક માંડલાનુ પ્રમાણ એકસઠીયા ૪૮ ભાગનુ છે તેથી ૧૮૪ ને ૪૮ વડે ગુણતા ૮૮૩૨ ભાગ આવ્યા. તેને ૬૧ વડે ભાગતા ભાગમા ૧૪૪ યોજન આવે ને ૪૮ અંશ વધે. આટલુ ક્ષેત્ર માંડલાએ રોક્યુ છે હવે ચાર ક્ષેત્રની મૂળ સંખ્યા ૫૧૦ યોજન અને ૪૮ અંશ છે તેમાથી ૧૪૪ યોજન અને ૪૮ અંશ બાદ કરીએ ત્યારે ૩૬૬ યોજન બાકી રહે તેને ૧૮૩ આંતરાવડે ભાગતા ભાગમા બરાબર બે યોજન આવે છે શેષ કંઈ રહેતુ નથી, તેથી સૂર્યના દરેક માંડલા વચ્ચે બબે યોજનનુ અંતર છે એમ જાણવુ ૧૭૧

ચંદ્ર તથા સૂર્યનુ જબૂદ્વીપમા અને લવણ સમુદ્રના કેટલુ ચાર ક્ષેત્ર છે તે કહે છે—

દીવતો અસિઅસએ, પણ પણસટ્ઠી અ મંડલા તેસિં;
તીસહિઅ તિસય લવણે દસિગુણવીસ સય કમસો ૧૭૨

| | |
|---|---|
| દીવતો—દ્વીપમા<br>અસિઅસએ—એકસો એસી<br>પણ<br>પણસટ્ઠી—પાંસઠ | તીસહિઅ—ત્રીસ અધિક<br>ઇગુણવીસ—ઓગણીસ<br>કમસો—અનુક્રમે |

અર્થ—જબૂદ્વીપમા તેમનુ ૧૮૦ યોજન પ્રમાણ ચાર ક્ષેત્ર છે તેમા અનુક્રમે મંડલના પાંચ માંડલા અને

સૂર્યના ૬૫ માંડલા આવેલા છે તથા લવણ સમુદ્રમાં ૩૩ યોજન ને ૪૮ એકસઠીયા ભાગ પ્રમાણ ચાર ક્ષેત્ર છે તેમાં ચંદ્રના ૧૦ ને સૂર્યના ૧૧૯ માંડલા આવેલા છે ૧૭૨

વિવેચન —જગતીથી જંબૂદ્વીપની અંદર ૧૮૦ યોજન સુધી ચંદ્ર અને સૂર્ય આવતા હોવાથી તેમનું જંબૂદ્વીપમાં તેટલું ચાર ક્ષેત્ર છે તેમાં ચંદ્રના પાંચ માંડલાં આવેલા છે અને સૂર્યના ૬૫ માંડલાં આવેલા છે તથા જગતીથી ૩૩૦ યોજન ને ૪૮ અંશ જેટલા લવણમાં ચંદ્ર તથા સૂર્ય જાય છે માટે લવણ સમુદ્રમાં તેમનું તેટલું ચાર ક્ષેત્ર છે તેમાં ચંદ્રના ૧૦ માંડલા અને સૂર્યના ૧૧૯ માંડલા છે આમાં ૪૮ અંશ કહ્યા નથી તે અલ્પ હોવાથી નથી કહ્યા તેમ સમજવું બંને મળીને કુલ ચાર ક્ષેત્ર ૫૧૦ યોજન ને ૪૮ અંશ જાણવું ૧૭૨

બે ચંદ્ર અને બે સૂર્યનું પરસ્પર અંતર કહે છે—

સસિ સસિ રવિ રવિ અંતરિ, મજ્ઝે ઇગલક્ખુ તિસય સાહૂણો;
સાહિઅદુસયરિપણુચત્ત—બહિ લક્ખો છસય સાહિઓ ૧૭૩

| | |
|---|---|
| સસિ સસિ-એક ચંદ્રથી બીજા ચંદ્રને | તિસયસાહૂણો-ત્રણસો સાઠ ઊણ |
| રવિ રવિ-એક સૂર્યથી બીજા સૂર્યને | સાહિય-સાધિક |
| અંતરિ-આંતરે | દુસયરિ બેવિ |
| મજ્ઝે-મધ્ય (અંતરના)માં | અદ્ધ-અર્ધ |
| ઇગલક્ખુ-એક લાખ | છસય-છ સો |

અર્થ —સર્વ આભ્યંતર મંડલમાં રહેલા એક ચંદ્રથી બીજા ચંદ્રની વચ્ચે તથા એક સૂર્યથી બીજા સૂર્યની વચ્ચે

આંતરૂ ત્રણ સો ને સાઠ યોજન ઓછા એક લાખ યોજન પ્રમાણ છે ત્યાર પછી અનુક્રમે માંડલે માંડલે ૭૨ યોજન અધિક અને પાંચ યોજન વૃદ્ધિ કરતા સૌથી બાહેરના મંડલે એક લાખ ૭ સો ને સાઠ યોજનનુ ઉત્કૃષ્ટ આંતરૂ જાણવું ૧૭૩

વિવેચન —એક ચંદ્ર અને સૂર્ય નિષધ પર્વતે સર્વ અભ્યંતર મંડલે ઉદય પામે અને બીજો ચંદ્ર અને સૂર્ય નીલવંત પર્વતે અભ્યંતર મંડલે ઉદય પામે છે તે બન્નેના ચારવા સમુદ્રથી જંબૂદ્વીપની અંદર ૧૮૦ યોજન પ્રમાણ છે છે બન્ને મળી ૩૬૦ યોજન થાય, તે જંબૂદ્વીપની લાખ યોજનની પહોળાઈમાંથી બાદ કરતાં ૯૯૬૪૦ યોજન પ્રમાણ એ ચંદ્ર તથા બે સૂર્યમંડલનુ પરસ્પર પૂર્વ-પશ્ચિમ સર્વ અભ્યંતર મંડલે જઘન્ય અંતર જાણવું તથા લવણ સમુદ્રમા સર્વ બાહ્ય મંડલ ૩૩૦ યોજન છે છે અને પશ્ચિમ સમુદ્રમા પણ તેજ પ્રમાણે ૩૩૦ યોજન છે છે ને બન્ને મળીને ૬૬૦ યોજન થાય, તે લાખ યોજનમા ભેળવવાથી ૧૦૦૬૬૦ યોજન પ્રમાણ બે ચંદ્રમંડલ અને બે સૂર્ય મંડલને પરસ્પર ઉત્કૃષ્ટ આંતરૂ જાણવું

અંદરના મંડલથી જેમ જેમ બાહેરના મંડલમાં આ ત તેમ તેમ માંડલે માંડલે ૭૨ યોજનથી અધિક એટલે ૭૨ યોજન ઉપર કાંઈક અધિક એકસઠીયા ૫૧ ભાગની અંતરની વૃદ્ધિ થતી જાય છે અને સૂર્ય બાહેરના માંડલેથી અંદરના મંડલે આવ તેમ તેમ માંડલે માંડલે પાંચ યોજન અધિક ... તાલીસ ભાગની અંતરમાં વૃદ્ધિ

આવશ મળીને અધેલા ચઉદે યોજન સાથે કરવામાં આવેલો છે સૂત્રના છેલ્લા બે માંડલાના ૬૬ જુદા બતાવવાના છે ) ૧૭૩

હવે ચન્દ્રની દરેક મંડલે મુહૂર્તગતિ કહે છે—

સાહિઅ પણસહસ્સ તિહુત્તરાઈ, સસિણો મુહુત્તગઈ મજ્ઝેઃ
બાવણ્ણહિઆ સા બહિ, પઇમંડલ પઉણચઉ વુડ્ઢી ૧૭૪

| | |
|---|---|
| તિહુત્ત ઈરિ-તહોતેર | બહિ-બહાર |
| મુહુત્તગઈ-મુહૂર્ત ગતિ | પઇમંડલ-પ્રતિ મંડલે, પ્રો માંડલે |
| બાવન્નહિઆ-બાવન અધિક | પઉણચઉ-પોણાચાર |

અર્થ —સૌથી અંદરના મંડલે ચંદ્રના મંડલની મુહૂર્ત ગતિ પાંચ હજાર તોતેર યોજન અધિક જાણવી. તે ગતિમાં પ્રતિમંડલે પોણા ચાર યોજન વધારતાં સૌથી બાહેરના મંડલે બાવન યોજન અધિક મુહૂર્ત ગતિ આવે છે ૧૭૪

વિવેચન —ચંદ્ર જ્યારે સૌથી અંદરના માંડલે એટલે નિષધ પર્વત ઉપરના અભ્યંતર માંડલે હોય છે ત્યારે તેની ૫ ૭૩ યોજન અધિક મુહૂર્તગતિ હોય છે અહીં અધિકમાં નાડીયા ભાગવત્રીસ ભાગ ૩૬ અથવા $\frac{७७४४}{१३७२५}$ યોજન લેવા. જ્યારે ચંદ્ર સૌથી બાહ્ય મંડલે આવે છે ત્યારે તે મુહૂર્ત ગતિમાં બાવન યોજન વધે છે કારણ કે ચંદ્ર જેમ જેમ બાહેરના મંડલે આવે તેમ તેમ પોણા ચાર પોણા ચાર યોજનનો મુહૂર્ત ગતિમાં વધારો થાય છે ૫ ૦૭ યોજનમાં (૫૨) બાવન યોજન વધારવાથી ૫૧૨૫ યોજન આવે છે ઉપર $\frac{६६६६}{१३७२५}$ યોજન વધારે જાણવા.

પચ સો છત્રીસ યોજન ને સાઠીયા બેતાલીસ ભાગ પ્રમાણ ઉદય તથા અસ્તનુ અંતર કહ્યું છે તે વખતે દિવસ ૧૮ મુહૂર્તનો હોય છે ૧૭૬

વિવેચન.—આ પ્રમાણે જ્યારે સૂર્ય આભ્યંતર મંડળને વિષે સૂર્ય વર્તતો હોય ત્યારે ઉદય અને અસ્ત વચ્ચેનુ અંતર પ્રમાણ ઠેઠ સુધી પાંચ સો ને છત્રીશ યોજન અને ઉપર સાઠીયા બેતાળીશ ભાગ (૫૨૬૩૬૪૨/૬૦) જેટલું હોય છે અને તે વખતે (આભ્યંતર મંડળે સૂર્ય હોય ત્યારે) દિવસ અઢાર મુહૂર્તનો હોય છે અને રાત્રી ૧૨ મુહૂર્તની હોય છે ૧૭

ત્યાર પછી દરેક મંડળે દિવસની હાનિ થતી જાય છે તે કહે છે—

પઇમંડલ દિણહાણી, દુણ્હ મુહુત્તેગસટ્ઠિભાગાણ;
અંતે બારમુહુત્ત, દિણ નિસા તસ્સ વિવરીઆ ૧૭૭

| | |
|---|---|
| પઇ મંડલ દરેક મંડળ | દિણ—દિવસ |
| દિણહાણી દિવસની હાનિ | નિસા—રાત્રી |
| દુણ્હ—બે | તસ્સ—તેનાથી |
| અંતે—અંતે છેલ્લે | વિવરીઆ—વિપરીત |

અર્થ.—અભ્યંતર માંડલેથી સૂર્ય બહાર આવે ત્યારે માંડલે માંડલે એક મુહૂર્તના એકસઠ ભાગ કરીએ તેવા બે ભાગ પ્રમાણ દિવસમાં હાનિ થાય છે છેવટે સૂર્ય બાહ્ય મંડલે આવે ત્યારે દિવસ બાર મુહૂર્તનો થાય છે અને રાત્રી તેથી વિપરીત હોય છે ૧૭૭

વિવેચન—અભ્યંતર મંડળથી સૂર્ય બહાર આવે ત્યારે એટલે બીજે ત્રીજે ચોથે વિગેરે માંડલે આવે ત્યારે દરેક માંડલે એક મુહૂર્તના એકસઠ ભાગ કરીએ તેવા બે ભાગ જેટલી દિવસની હાનિ થાય છે એટલે કે અઢાર મુહૂર્તમાંથી $\frac{2}{61}$ મુહૂર્ત દરેક દિવસે હાનિ થતી જાય છે અને છેવટે એટલે સર્વ બાહ્ય (એક સો ને ચોરાશીમે) માંડલે બાર મુહૂર્તનો દિવસ થાય છે એટલે કે ૧૮૩ માંડલામાં દરેક માંડલે $\frac{2}{61}$ મુહૂર્ત ઘટે છે તેથી ૧૮૩ ને ૨ વડે ગુણતા ૩૬૬ ભાગ થિએ ૧૮૪ મે માંડલે ઘટે. તેને ૬૧ વડે ભાગતા ભાગમાં ૬ મુહૂર્ત આવે. તેથી અઢાર મુહૂર્તમાંથી ૬ મુહૂર્ત બાદ કરતા ૧૨ મુહૂર્તનો દિવસ થાય છે તથા રાત્રી તેનાથી એટલે દિવસથી વિપરીત જાણવી એમ કે કે જ્યારે અઢાર મુહૂર્તનો દિવસ હોય ત્યારે બાર મુહૂર્તની રાત્રી હોય અને બાર મુહૂર્તનો દિવસ હોય ત્યારે અઢાર મુહૂર્તની રાત્રી હોય ૧૭૭

હવે બાહ્ય માંડલે સૂર્ય હોય ત્યારે સૂર્યના ઉદય અને અસ્તનું આંતરૂં આ એક ગાથાનો પરિવાર કહે છે—

ઉદયત્થંતરિ બાહિ, સહસા તેસટ્ઠિ છસય તેસટ્ઠા;
તહ ઇગસમિપરિવારો, રિક્ખડવીસાઇ મીઇ અહા ૧૭૮

| | |
|---|---|
| બાહિં બાહ્ય | પરિવારો પરિવારમાં |
| તેસટ્ઠિ ત્રેસઠ | રિક્ખ—નક્ષત્રો |
| તેસટ્ઠા ત્ર | અડવીસાઇ—અઠ્ઠાવીસ |

અર્થ —બાહ્ય મંડળમાં સૂર્ય હોય ત્યારે તેના

ઉદય અને અસ્તનું અંતર ત્રેસઠ હજાર છ સો અને ત્રેસઠ (૬૩૬૬૩) યોજનનું હોય છે અભ્યંતર મંડળમાંથી સૂર્ય બહારના મંડળમાં આવતો જાય ત્યારે દરેક મંડળે ઉદય અને અસ્તના અંતરમાં કેટલી હાનિ થાય તે કહ્યું નથી તો પણ પાંચ મંડળે આશરે ૧૯૮ યોજનની હાનિ જાણવી. તથા એક ચંદ્રના પરિવારમાં અભિજિત વિગેરે અઠ્ઠાવીશ નક્ષત્રો છે અને અંગારક વિગેરે અઠ્યાશી ગ્રહો છે (આ સર્વના નામો સંગ્રહણીની વૃત્તિમાંથી જાણવા) ૧૭૮

એક ચંદ્રના પરિવારના તારાની સંખ્યા કહે છે—

છાસટ્ઠિ સહસ્સ નવસય, પણહત્તરિ તારકોડિકોડીણં;
સન્નંતરેણ ઉસ્સેહઅંગુલમાણેણ વા હુંતિ ૧૭૯

| | |
|---|---|
| છાસટ્ઠિ—છાસઠ | સન્નંતરેણ—સંજ્ઞાન્તર વડે |
| પણહત્તરિ પંચોતેર | ઉસ્સેહ અંગુલ—ઉત્સેધાંગુલ |
| નવસય—નવસો | હુંતિ—હોય છે |

અર્થ:—છાસઠ હજાર નવ સો પંચોતેર કોડાકોડી તારાનો પરિવાર એક ચંદ્રને હોય છે કેટલાક આચાર્ય કહે છે કે આ કોડાકોડી સંજ્ઞાન્તર છે અથવા ઉત્સેધાંગુલના પ્રમાણથી છે ૧૭૯

વિવેચન—છાસઠ હજાર નવ સો અને પંચોતેર (૬૬૯૭૫) કોડાકોડી તારાઓ એક ચંદ્રના પરિવારમાં છે અહીં જંબૂદ્વીપનું ક્ષેત્ર તો એક લાખ યોજન

| નામ | જંબૂદ્વીપમાં | લવણ સમુદ્રમાં | ધાતકી ખંડમાં | કાલોદધિમાં | પુષ્કરાર્ધ દ્વીપ | કુલ |
|---|---|---|---|---|---|---|
| ચંદ્ર (સૂર્ય) | ૨ | ૪ | ૧૨ | ૪૨ | ૭૨ | ૧૩૨ સૂર્ય ૧૩૨ ચંદ્ર |
| નક્ષત્રો | ૫૬ | ૧૧૨ | ૩૩૬ | ૧૧૭૬ | ૨૦૧૬ | ૩૬૯૬ |
| ગ્રહો | ૧૭૬ | ૩૫૨ | ૧૦૫૬ | ૩૬૯૬ | ૬૩૩૬ | ૧૧૬૧૬ |
| તારાની કોડાકોડી | ૧૩૩૯૫૦ | ૨૬૭૯૦૦ | ૮૦૩૭૦૦ | ૨૮૧૨૯૫૦ | ૪૮૨૨૨૦૦ | ૮૮૪૦૭૦૦ |

આ નક્ષત્ર ગ્રહ ને તારાની સંખ્યા એક ચંદ્રના પરિવારભૂત ૨૮ નક્ષત્ર ૮૮ ગ્રહ ને ૬૬૯૭૫ કોટાકોટિ તારાની સંખ્યાને ૨-૪-૧૨-૪૨ ને ૭૨ વડે ગુણતાં આવેલ છે

ચન્દ્રની સંખ્યા સાથે ગુણાકાર કરીએ ત્યારે ઇચ્છિત અને સમુદ્રને વિષે ગ્રહાદિકનુ પ્રમાણ આવ્યું. એટલે ચન્દ્રના પરિવારમાં ગ્રહાદિકની જે સંખ્યા ઉપર આ છે તેનાથી જે દ્વીપ કે સમુદ્રના એટલી સંખ્યાવાળા હોય તેની સાથે તેનો ગુણાકાર કરવાથી ઇચ્છિત દ્વી સમુદ્રના ગ્રહોનો પરિવાર આવી શકે છે ૧૮

હવે લવણસમુદ્ર વિગેરેમાં ચન્દ્ર અને સૂર્યની સં કહે છે—

ચઉ ચઉ બારસ બારસ, લવણે તહ ધાઇ
સસિ
પરઓહદિદીવેસુ અ, તિગુણા પુવ્વિલ્લસંજુત્તા

| | |
|---|---|
| ધા ઇ સસિ–ધાતકી ખંડમાં | તિગુણા–ત્રણ ગુણા |
| પરઓ–ત્યાંથી આગળ | પુવ્વિલ્લસંજુત્તા–પૂર્વના |

અર્થ —લવણ સમુદ્રમાં ચાર ચન્દ્ર ને ચાર સૂર્ય ધાતકી ખંડમાં બાર ચન્દ્ર ને બાર સૂર્ય છે આગ સમુદ્રમાં અને દ્વીપમાં ત્રણ ગુણા કરીને પૂર્વના સં કરવાથી તેમની સંખ્યા આવે છે ૧૯

વિવેચન —લવણસમુદ્રમાં ચાર ચન્દ્ર અને ચાર છે તથા ધાતકીખંડમાં બાર ચન્દ્ર અને બાર સૂર્ય ત્યાર પછી કાલોદધિ વિગેરે સમુદ્રમ અને આગળના દ્વી ત્યના દ્વીપ સમુદ્રમાં જે ચન્દ્ર સૂર્યની સંખ્યા છે તેને ગુણા કરી તેમાં તેની પૂર્વના સર્વ ચન્દ્ર અને સૂ સંખ્યા સંયુક્ત કરવાથી તે સમુદ્ર અને દ્વીપમાં



અઢી દ્વીપમાં રહેલા ચન્દ્ર-સૂર્યની ચાર પંક્તિઓ તથા મનુષ્યની વસતિભૂમિ.

પૃ. ૧૪૮ ગા. ૧૮૧

સૂર્યની સંખ્યા આવે છે જેમકે ધાતકીખંડમાં બાર ચંદ્ર અને બાર સૂર્ય છે તેને ત્રણ ગુણા કરવાથી છત્રીશ-છત્રીશ થયા, તેમા પૂર્વના એટલે જંબુદ્વીપના બબ્બે અને લવણસમુદ્રના ચાર-ચાર મળીને છ છ ઉમેરવાથી બેતાલીશ ચંદ્ર અને બેતાલીશ સૂર્ય કાલોદધિમા હોય છે પછી તે બેતાળીશને ત્રણ ગુણા કરવા ૧૨૬ થાય. તેમાં પૂર્વના ૨-૪-૧૨ મળી કુલ ૧૮ ઉમેરવાથી ૧૪૪ ચંદ્ર અને ૧૪૪ સૂર્ય પુષ્કરવર દ્વીપમા હોય છે તેનું અર્ધ કરવાથી ૭૨ ચંદ્ર અને ૭૨ સૂર્ય પુષ્કરાર્ધમાં હોય છે

આ ૭૨ સૂર્ય ને ૭૨ ચંદ્ર ચર છે કારણકે અઢી દ્વીપમાં તેઓ ફરે છે અને તેથી રાત દિવસ પણ અઢી દ્વીપમાં જ થાય છે ને બીજા ભાગમાં રહેલા ૭૨ સૂર્ય ને ૭૨ ચંદ્ર તથા અઢી દ્વીપની બહારના બધા ચંદ્ર સૂર્યાદિ સ્થિર છે ૧૮૧

મનુષ્યક્ષેત્રને આશ્રીને સૂર્યાદિકની વક્તવ્યતા કહે છે—

**નરખિત્ત જા સમસે-ણિચારિણો સિગ્ઘસિગ્ઘતરગઇણો ।**
**દિટ્ઠિપહમિતિ ખિત્તા-ણુમાણઓ તે ણરાણેવ ૧૮૨**

નરખિત્ત-મનુષ્ય ક્ષેત્ર
જા-સુધી
સમસેઢિ-સમશ્રેણિએ, સીધી લાઇનમાં
ચારિણો-ચાલના ।
સિગ્ઘ-શીઘ્ર ચાલનારી
સિગ્ઘતર-વધારે શીઘ્ર
ગઇણો-ગતિવાળા
દિટ્ઠિપહ-દૃષ્ટિપથ (દેખવા)માં
ઇંતિ-આવે છે
ખિત્તાણુમાણઓ-ક્ષેત્રના અનુમાનથી
નરાણ-મનુષ્યોના
એવ-એ પ્રમાણે

અર્થ —મનુષ્ય ક્ષેત્રની અંદર આ ચંદ્ર સૂર્યાદિ સમશ્રેણિએ ગતિ કરનારા છે તથા શીઘ્ર શીઘ્રતર ગતિ વાળા છે તેના ગતના અનુસારે મનુષ્યોના દષ્ટિપથમાં આવે છે ૧૮૨

વિવેચન —તે ચંદ્ર સૂર્યાદિક જ્યાં સુધી મનુષ્ય ક્ષેત્ર છે ત્યાં સુધી એ જંબુદ્વીપ અને બે સમુદ્રમાં સમશ્રેણિએ ગતિ કરે છે અને અનુક્રમે શીઘ્ર અને અતિશય ગતિવાળા છે એ રીતે ચંદ્રથકી સૂર્ય વધારે શીઘ્ર ગતિવાળા છે સૂર્યથી ગ્રહો વધારે શીઘ્ર ગતિવાળા છે ગ્રહો થી નક્ષત્રો વધારે શીઘ્ર ગતિવાળા છે અને નક્ષત્રોથી વધારે શીઘ્ર ગતિ કરનારા તારાઓ છે (જંબૂદ્વીપના ચંદ્ર સૂર્યાદિક થી લવણસમુદ્રના ચંદ્ર સૂર્યાદિક વધારે ગતિવાળા છે, તેનાથી ધાતકીખંડના તેનાથી કાલોદધિના અને તેનાથી પુષ્કરાર્ધના ચંદ્ર સૂર્યાદિ વધારે શીઘ્ર ગતિવાળા છે, કારણ કે તેના સ્થાનનું ક્ષેત્ર વધતું વધતું છે અને કાળ સમાન છે) તે ચંદ્ર સૂર્યાદિક ક્ષેત્રના અનુસારથી મનુષ્યોના દષ્ટિપથમાં આ પ્રમાણે (આગળ કહેવાશે તે પ્રમાણે) આવે છે એટલે આ દ્વીપ ક્ષેત્રમાં રહેલા ચંદ્ર સૂર્યાદિકને મનુષ્યો જોઈ શકે છે તે પ્રમાણ નીચેની ગાથામાં બતાવે છે ૧૮૨

ચંદ્ર સૂર્યની સંખ્યા તથા શ્રેણિની સ્થાપના —

| નામ | શ્રેણી | ચંદ્ર સૂર્ય |
|---|---|---|
| જંબૂદ્વીપમાં | ૧–૧ | ૨–૨ |
| લવણસમુદ્રમાં | ૨–૨ | ૪–૪ |
| ધાતકીખંડમાં | ૬–૬ | ૧ –૧૨ |
| કાલોદધિમાં | ૨૧–૨૧ | ૪૨–૪૨ |
| પુષ્કરાર્ધમાં | ૬–૩૬ | ૭૨–૭૨ |
| | ૬૬–૬૬ | ૧૩૨–૧૩૨ |

તે જ પ્રમાણ દેખાડે છે—

ચઉસય મત્તત્તીસા ચઉતીસસહસ્સ લકખઇગવીસા;
પુક્ખરદીવદ્ધણરા, પુવ્વેણ અવરેણ પિચ્છંતિ ૧૮૩

| | |
|---|---|
| સત્તીસા-સાડત્રીસ | પુવ્વેણ-પૂર્વ દિશામાં |
| અત્તીસા-ચોત્રીસ | અવરેણ-પશ્ચિમ દિશામાં |
| પુક્ખરદીવદ્ધણરા-પુષ્કર દ્વીપાર્ધના મનુષ્યો | પિચ્છંતિ-દેખે છે |

અર્થ —એકવીશ લાખ ચોત્રીશ હજાર પાંચસો ને સાડત્રીશ (૨૧૩૪૫૩૭) યોજન દૂર રહેલા સૂર્યને પુષ્

ધાર્ય દ્વીપમાં રહેલા મનુષ્યો પૂર્વ દિશામાં ઉદય પામતા અને પશ્ચિમ દિશામાં અસ્ત પામતા જોઈ શકે છે; કેમકે ત્યાં સૂર્યને ફરવાનું ક્ષેત્ર ઘણું વિશાળ છે. ૧૮૩

મનુષ્ય ક્ષેત્રની બહાર રહેલા ચંદ્ર સૂર્યાદિની વક્તવ્યતા કહે છે —

**નરખિત્તબહિ સસિરવિ-સંખા કરણંતરેહિં વા હોઈ;**
**તહ તત્થ ય જોઇસિયા, અચલદ્ધપમાણ સુવિમાણા ૧૮૪**

| | |
|---|---|
| નરખિત્તબહિ-મનુષ્ય ક્ષેત્રની બહાર | જોઇસિયા-જ્યોતિષીઓ |
| કરણંતરેહિં-બીજા કરણ (રીત) વડે | અચલ-નિશ્ચલ, સ્થિર |
| વા-અથવા | અદ્ધપમાણા-અર્ધ પ્રમાણવાળા |
| તહ-તેમ | સુવિમાણા-સારા વિમાનવાળા |
| ત્થ-ત્યાં | |

અર્થ — અથવા મનુષ્ય ક્ષેત્રની બહાર ચંદ્ર તથા સૂર્યની સંખ્યા કરણાંતરથી (બીજી રીતે) આવે છે. તેમ ત્યાંના જ્યોતિષીઓ અચલ છે, અર્ધ પ્રમાણવાળા છે અને મનોહર વિમાનવાળા છે. ૧૮૪

વિવેચન — મનુષ્યક્ષેત્રની બહાર પણ ચંદ્ર-સૂર્યની સંખ્યા ઉપર બતાવેલી રીત પ્રમાણે એટલે ત્રણ ગુણા કરીને પૂર્વના ચંદ્ર-સૂર્ય મેળવવાથી થાય છે અથવા બીજા રીતે કરીને પણ થઈ શકે છે (તે કરણો સંગ્રહણીમાં આપ્યા છે ત્યાંથી જાણી લેવા.) તથા ત્યાં એટલે અઢી દ્વીપ પ્રમાણ મનુષ્યક્ષેત્રની બહાર રહેલા જ્યોતિષીઓ સ્થિર છે

ટલે તેઓ ફરતા નથી તેથી ત્યાં સત દિવસ પણ હોતા
ી મનુષ્યક્ષેત્રના ચંદ્ર–સૂર્યની અપેક્ષાએ અહીંના જ્યો
ષ્કો અર્ધ પ્રમાણવાળા છે એટલે ચંદ્રનુ વિમાન ૬૬
નુ તથા સૂર્યનુ વિમાન ૪૮ યોજન પ્રમાણ હોય છે
ા મનોહર વિમાનવાળા છે ૧૮૪

જબૂદ્વીપની પરિધિ કહે છે—

પરિહિ તિલક્ખા સોલસહસ્સ સયદુગિણ પઉણ
અડવીસા

દુવીસસય ગુલ–તેરસસદ્ગા સમહિઆ ય ૧૮૫

| | |
|---|---|
| —અહીં (જબૂદ્વીપમાં | ધણુહ–ધનુષ્ય |
| હિ પરિધિ, ત્રે ત્રણ | અડવીસસય–એક સો અઠ્ઠાવીસ |
| ક્ખા–ત્રણ લાખ | તેરસસઢ્ઢ–સાડાતેર |
| ઉણ અડવીસા–પોણા અઠ્ઠાવીસ | સમહિઆ–કાંઈક અધિક |

અર્થ —આ જબૂદ્વીપની પરિધિ ત્રણ લાખ, સોળ
ર બસો પોણીઅઠ્ઠાવીશ યોજન એટલે સતાવીશ યોજન
ને ત્રણ કોશ, તથા ઉપર એક સો અઠ્ઠાવીશ ધનુષ્ય
ડા તેર અંગુલ અધિક છે એટલે ૩૧૬૨૨૭ યોજન, ૩
ા, ૧૨૮ ધનુષ્ય અને ૧૩ાા અંગુલ. આટલી જબૂદ્વીપની
રિધિ છે પરિધિ એટલે ગોળ વસ્તુનો ઘેરાવો અથવા
ાવો. ૧૮૫

જબૂદ્વીપનુ ગણિતપદ કહે છે—

સય ણુઆકોડી, લક્ખા છપ્પણ્ણ ચઉણવઈ
સહસ્સા,

સય પઉણદુકોસ, સડ્ઢાસઢિકર અહિઆ ૧૮૬

અર્થ—ગોળ ક્ષેત્રની પરિધિ અવિતપદ અંતિમ ખંડના ક્ષેત્ર (બાણુ), જીવા ધનુપૃષ્ઠ બાહા, પ્રતર અને ઘન આ કરણો વડે જાણવા. ૧૮૭

વિવેચન—વૃત્ત એટલે ગોળ ક્ષેત્રની પરિધિ એટલે ઘેરાવો અથવા ઘકાવો. ૧ અને અવિત એટલે વૃત્ત ક્ષેત્રના એક એક યોજન પ્રમાણ ચતુરસ્ર ખંડ કરવા તે ૨ વૃત્ત ક્ષેત્રની અંતે-છેડે રહેલા ભરતાદિક ક્ષેત્રોનુ બાણ (વચલી પહોળાઈ) ૩ તે ક્ષેત્રની જીવા-ધનુષની દોરી ૪ અને ધનુષ એટલે ધનુપૃષ્ઠ ૫, બાહા એટલે વૈતાઢ્ય પ્રમુખ પર્વત અને હેમવતાદિ ક્ષેત્રના બે બાજુના છેડાના પરિ આણરૂપ બાહા ૬ પ્રતર એટલે લબાઈ અને પહોળાઈ સરખી હોય તે અથવા લંબાઈ સાથે પહોળાઈને ગુણતાં આવે તે ૭ અને ઘન એટલે લબાઇ પહોળાઈ અને ઊંચાઈ અથવા ઉંચાઇ સરખી હોય તે અથવા પ્રતરને ઊંચાઈ (ઉંચાઈ) સાથે ગુણતા આવે તે, આ આઠ બાબત આ આગળ કહેવાશે એવા કરણોવડે કરીને તમે જાણો-જાણો. ૧૮૭

પૂર્વાર્ધમાં પરિધિ લાવવાનુ કરણ (રીત) કહી ઉત્તરાર્ધમાં અવિતપદનું કરણ કહે છે—

**વિક્ખભવગ્ગદહગુણ-મૂલં વટ્ટસ્સ પરિરઓ હોઇ;**
**વિક્ખભપાયગુણિઓ, પરિરઓ તસ્સ ગણિઅપયં ૧૮૮**

| | |
|---|---|
| વિક્ખભવગ્ગ-પહોળાઇનો વર્ગ | પરિરઓ-પરિધિ |
| દહગુણ દશ ગુણા | પાય-ચોથ ભાગથી |
| મૂલ-વર્ગ મૂલ | ગુણિઓ ગુણેલ |
| વટ્ટસ્સ-ગોળ ક્ષેત્રની | ગણિઅપયં ગણિતપદ, ક્ષેત્રફળ |

અર્થ —વૃત્ત ક્ષેત્રના વિષ્કમ્ભના-પહોળાઇના વર્ગને દશ ગુણો કરી તેનું વર્ગમૂળ કાઢવાથી વૃત્ત ક્ષેત્રની પરિધિ થાય ૭ અને પરિધિને પહોળાઇના ચોથા ભાગે ગુણવાથી ગણિતપદ આવે ૮ ૧૮૮

વિવેચન —વૃત્ત એટલે ગોળ ક્ષેત્રનો વિષ્કમ્ભ એટલે પહોળાઈ અર્થ। પહોળાઇ જેટલી હોય તે અંકનો વર્ગ કરવો અર્થાત્ તે અંકને તે જ અંકવડે ગુણવો પછી તે વર્ગના અંકને દશે ગુણવો ત્યાર પછી તેનું વર્ગમૂળ કાઢવું તેમાં જે છેદ રાશિ (ભાજક રાશિ) આવ્યો હોય તેને અર્ધ કરવાથી વૃત્ત ક્ષેત્રની પરિધિ આવે છે. અથવા ભાગાકાર કરતાં ભાગમાં જે અંક આવ્યો હોય તેટલી પરિધિ આવે છે વર્ગમૂળ કરતાં જે અંક શેષ રહે તેને [illegible] માટે ગુણવા તેને ઉપરના જ ભાજકરાશિ [illegible] ભાગમાં જ આવે તે કોશ. શેષ રહેલા અંકને ધનુષ કરવા માટે બે હજાર ગુણી તે જ ભાજક રાશિ [illegible] ભાગમાં આવે તે ધનુષ શેષ રહેલા અંકને અંગુલ કરવા માટે છન્નુએ ગુણી તે જ [illegible] ભાગમાં આવે તે અંગુલ (શેષ રહેલા અંકને જવ, જૂ, લીખ, વાલાગ્ર, રેણુ ત્રસ રેણુ વિગેરે લાવવા માટે આઠે આઠે વારંવાર ગુણી [illegible] જ ભાજક રાશિવડે ભાગાકાર કરવા ઇત્યાદિ)

પ્રથમ જમ્બૂદ્વીપની પરિધિ કાઢવી છે તેથી જમ્બૂદ્વીપના વિષ્કમ્ભ જે લાખ યોજનનો છે તેનો વર્ગ કરવા માટે

તેને લાખે શુન્યતા ૧      થાય તેને ફરી શુન્યતા
એક બીજું વધારવું તેથી ૧      થાય તેનું
વર્ગમૂળ કાઢવું છે તે આ રીતે—એનું વર્ગમૂળ કાઢવું
હોય તેના છેલ્લા આંક ઉપર વિષમનું ( । ) ચિન્હ કરવું
તેની પહેલાના આંક ઉપર સમનું ( — ) ચિન્હ કરવું
તેની પહેલાં વિષમ, તેની પહેલા સમ, એ રીતે સર્વ
અંકો પર ચિન્હ કરવા પછી આ રીતે કરવું—પ્રથમ
વિષમપદ થકી શરૂઆત કરવી એટલે વિષમના અંકમાથી
વર્ગના સ્થાનમા જે આવે ત બાદ કરવા પછી તેમાથી
નીકળેલા મૂળને એટલે ભાગમા આવેલા અંકને બમણા
કરી તે અંકવડે શેષને એટલે બાદ કરતા બાકી રહેલા
અંકને ઉપરથી વિષમપદ ( બે અંક ) ઉતારીને ભાગવા
જે ભાગમાં આવે તેને પંક્તિને વિષે એટલે પ્રથમ ભાગમાં
મૂકેલા વર્ગમૂળના અંકની પાસે મૂકવા પછી પ્રથમની
પેઠે તે વર્ગને શોધીને એટલે બાદબાકી કરીને ભાગમાં
આવેલા અંકને પ્રથમની પેઠે બમણા બમણા કરતા જવા
અને શેષ રહેલાનો ઉપરથી વિષમ વિષમ પદ ( બબે અંક )
ઉતારીને બમણા કરેલા અંકવડે ભાગાકાર કરવો છેવટ
ભાજકરાશિમા જે બમણો કરેલો અંક હોય તેને અર્ધ
કરવો તે અંકને વર્ગમૂળ જાણવું ( અથવા ભાગમાં જે
અંક આવ્યા હોય તે જ વર્ગમૂળ છે એમ જાણવું )

જેમકે—$\overline{1}^{|-|-|-|-|-|}$ આ અંકને વિષમ સમ

---

એનાવડે ભાગાકાર કરાય છે તે આ તાલિક લેખન ૪

કર્યો. પછી પ્રથમના વિષમ અંક ૧૦ છે તેનું વર્ગમૂળ ૩
છે તથી ૧૦ ને ૩ વડે ભાગતા ભાગમાં ૩ આવ્યા,
ભાજ્યરાશિ ૧ છે તેમાંથી ૯ બાદ કરતા, બાકી ૧ રહ્યો
ઉપરથી વિષમ પદ (એ બીજા) ઉતારવાથી ૧૬ થયા.
તેને ભાગમા આવેલા ૩ ને બમણા કરી ૬ વડે ભાગવા
અહીં વિશેષ એ છે કે ૧ માંના છેલ્લા અંક ( )
સિવાય બાકીના ૧૦ ને ૬ વડે ભાગતાં ભાગમા જે આવે
તેમ હોય તે અંકને ૬ ની સામે મૂકી પછી ભાગાકાર
કરવો, જેમકે અહીં ૧ ને ૬ વડે ભાગતા ભાગમા ૧
આવે છે તેને ૬ ની સામે મૂકતાં ૬૧ થાય છે તેથી ૧૦૦
ને ૬૧ વડે ભાગતા ભાગમા ૧ આવે છે તેને પ્રથમના
વર્ગમૂળ ૩ ની પાસે મૂકતાં ૩૧ થયા ૧ માંથી ૬૧
બાદ કરતા ૩૯ વધે છે તેમાં ઉપરથી વિષમપદ (એ
બીજા) ઉતારવાથી ૩૯૦ થયાં. તેને બમણા કરેલા ૩૧
એટલે ૬૨ વડે ભાગવાના છે તેમાં પણ ઉપલી રીતે
છેલ્લા અંક ( ) સિવાય બાકીના ૩૯૦ ને ૬૨ વડે
ભાગતા ભાગમા ૬ આવે તેમ છે તેથી ૬૨ ની પાસે ૬
મૂકતા ૬૨૬ થયા તે વડે ૩૯૦ ને ભાગવા. એ રીતે
વર્ગના સઘળા અંક પૂરા થાય ત્યાં સુધી ભાગાકાર કરતાં જે
ભાજકનો અંક આવ્યો હોય તેને અર્ધ કરતા જે આવે તે
વર્ગમૂળ કહેવાય છે અથવા ભાગમાં જે રકમ આવી હોય
તે જ વર્ગમૂળ છે તેનો હિસાબ નીચે પ્રમાણે—

```
૧                    ૧ ‾|‾|‾|‾|‾|‾|‾ (૩
×૧  ૦૦૦              ૯
૧  ૦ ૦૦૦૦૦૦    ૬  ૧) ૧૦૦ (૧
×          ૧૦         ૬૧
૧૦૦   ૦    ૦૦   ૬૨  ૬) ૩૯૦૦ (૬
                       ૩૭૫૬
                ૬૩૨  ૨) ૧૪૪૦૦ (૨
                       ૧૨૬૪૪
               ૬૩૨૨  ૨) ૧૭૫૬૦ (૨
                       ૧૨૬૪૮૪
             ૬૩૨૪૪  ૭) ૪૯૧૧૬૦૦ (૭
                       ૪૪૨૭૧૨૯
           ૬૩૨૪૫૪ )   ૪૮૪૪૭૧
```

આ પ્રમાણે સર્વોત્તમ ભાજક ૬૩૨૪૫૪ ને અર્ધ કર્તાં ૩૧૬૨૨૭ અથવા ભાગમાં આવેલા અંક પણ લેટલાજ છે તે વર્ગમૂળ જાણવું

```
          ૪૮૪૪૭૧ શેષ યોજન
               ૪
(૬૩૨૪૫૪) ૧૯૩૭૮૮૪ ( ૩ ગાઉ
          ૧૮૯૭૩૬૨
            ૪૦૫૨૨ શેષ ગાઉ
             ૨૦૦૦
          ૮૧૦૪૪૦૦૦
```

આ રીતે જંબૂદ્વીપની પરિધિ ૩૧૬૨૨૭ યોજન, ૩ ગાઉ, ૧૨૮ ધનુષ, ૦ હાથ અને ૧૩॥ અંગુલ તથા શેષ અંશ ૯૧૧૧૯ રહે છે તેના અર્ધ અંગુલ કરવા હોય તો તેને બેએ ગુણતા ૧૮૨૨૩૮ અર્ધાંગુલ થાય છે

સ્થાપના.—

વિષ્કંભ યોજન—૧
વર્ગના યોજન—૧
દશ ગુણા કર્યા—૧
વર્ગ મૂળ કાઢતાં—૩૧૬૨૨૭ યોજન
શેષ રહ્યા—૪૮૪૪૭૧
ભાજક રાશિ—૬૩૨૪૫૪
શેષને ગાઉ કરવા ૪ વડે ગુણતાં—૧૯૩૭૮૮૪
ભાજક રાશિ વડે ભાગતાં—૩ કોશ
શેષ રહ્યા—૪૦૫૨૨
ધનુષ કરવા બે હજારે ગુણ્યા—૮૧ ૪૪
ભાજક રાશિ વડે ભાગતાં—૧૨૮ ધનુષ
શેષ રહ્યા—૮૯૮૮૮
અંગુલ કરવા માટે બેએ ગુણ્યા—૮૬૨૯૨૪૮
ભાજક રાશિ વડે ભાગતા—૧૩ અંગુલ
શેષ રહ્યા—૪૦૭૩૪૬
અર્ધાંગુલ કરવા માટે બન્નુએ ગુણ્યા—૮૧૪૬૯૨
ભાજક રાશિ વડે ભાગતાં—અર્ધાંગુલ ૧ (½ અંગુલ)
શેષ અર્ધાંગુલ રહ્યા—૧૮૨૨૩૮ (૯૧૧૧૯ અંગુલ)

આ ઉપર કહેલી રીતિ વડે જ કમલ, દ્વીપ, કુવા દેવ, કંચનગિરિ, કુંડ અને મેરુ વિગેરે ગોળ વસ્તુની પરિધિ જાણવી.

અર્થ—બેતાલીસ હજાર, સાઠ હજાર અને બહોંતેર હજાર નાગકુમાર દેવતાઓ અનુક્રમે અભ્યંતર, ઉપરની અને બહારની વેલને ધારણ કરે છે રોકી રાખે છે સર્વ મળીને તે દેવતાઓ એક લાખ ને ચુમોતેર હજાર થાય છે ૧૦-૨૦૪

વિવેચન—જંબૂદ્વીપને વિષે પ્રવેશ કરતી અભ્યંતર વેલને ૪૨૦૦૦ દેવતાઓ ધારી રાખે છે—અટકાવે છે એટલે જંબૂદ્વીપમાં પેસવા દેતા નથી ૬૦૦૦૦ દેવતાઓ ઉપરની વેલને એટલે લવણસમુદ્રની શિખા ઉપર બે કોશ સુધી વેલ જાય છે તેથી અધિક જતી વેલને અટકાવે છે, અને ૭૨૦૦૦ દેવતાઓ બહારની વેલને એટલે ધાતકીખંડમાં પ્રવેશ કરતી વેલને નિવારે છે—અટકાવે છે વેલને ધારી રાખે છે અથવા વધતી રોકે છે માટે વેલંધર દેવો કહેવાય છે તેઓ નાગકુમાર જાતિના ભુવનપતિ દેવો છે કુલ ૧૭૪૦૦૦ દેવો છે ૧૦-૨૦૪

હવે વેલંધર દેવોના નિવાસના પર્વતોનું સ્વરૂપ તથા તે દેવોના અધિપતિ દેવોના નામ વિગેરે ત્રણ ગાથાવડે કહે છે.

બાયાલસહસ્સેહિં, પુવ્વેસાણાઇદિસિવિદિસિ લવણે;
વેલંધરાણુવેલં—ધરરાયાણં ગિરિસુ વાસા. ૧૧-૨૦૫
ગોથુભ દગભાસે, સંખે દગસીમ નામિ દિસિ સેલે;
ગોથુભો સિવદેવો, સંખો અ મણોસિલો રાયા. ૧૨-૨૦૬
કક્કોડ વિજ્જુપભે, કેલાસ રુણપ્પહે વિદિસિ સેલે;
કક્કોડગ કદ્દમઓ, કેલાસ રુણપ્પહો સામી ૧૩-૨૦૭

વિવેચન—જંબૂદ્વીપની જગતીથી લવણ સમુદ્રમાં ચારે દિશાઓમાં ૪૨ હજાર યોજન જઈએ ત્યારે ત્યાં વેલંધર દેવોના અધિપતિઓના ચાર પર્વતો આવેલા છે. તે પર્વતો ઉપર તે દેવોના આવાસો છે. પૂર્વમાં ગોસ્તૂપ પર્વત ઉપર ગોસ્તૂપ નામે દેવનો આવાસ છે. એ પ્રમાણે દક્ષિણ દિશામાં દકભાસ પર્વત ઉપર શિવદેવનો પશ્ચિમ દિશામાં શંખ પર્વત ઉપર શંખ દેવનો તથા ઉત્તર દિશામાં દકસીમ પર્વત ઉપર મનશિલ નામના અધિપતિ દેવનો આવાસ છે. હવે ચાર વિદિશાઓમાં પણ ૪૨ હજાર યોજન દૂરે અનુવેલંધર દેવોના અધિપતિઓના આવાસો છે. ઈશાન ખૂણામાં કર્કોટક પર્વત ઉપર કર્કોટક દેવનો, અગ્નિ ખૂણામાં વિદ્યુત્પ્રભ પર્વત ઉપર કર્દમ દેવનો, નૈઋત્યમાં કૈલાસ પર્વત ઉપર કૈલાસ દેવનો અને વાયવ્યમાં અરુણપ્રભ પર્વત ઉપર અરુણપ્રભ દેવનો આવાસ આવેલો છે. આ વેલંધર તથા અનુવેલંધર દેવો નાગકુમાર જાતિના છે. ૧૧ થી ૧૩—૨૦૫ થી ૨૦૭

હવે આ પર્વતોની ઊંચાઈ તથા પહોળાઈ આશ્રયે કહે છે—

એએ ગિરિણો સવ્વે બાવીસહિઆ ય દસસયા સહે,
ચઉસય ચઉવીસહિઆ, વિચ્છિન્ના હુંતિ સિહરતલે.૨૦૮

સત્તરસ સય ઇગવીસા, ઉચ્ચત્તે તે સવેઇઆ સવ્વે;
કુમ કરયયાલિહ, દિસાસુ વિદિસાસુ રયણમયા ૨૦૯

વેલંધર અને અનુવેલંધર દેવોના પર્વતોના પ્રમાણાદિનો યંત્ર—

| વેલંધરગિરિ ને અનુવેલંધરગિરિ | અધિપતિ દેવ | મૂળ વિસ્તાર યોજન | શિખર વિસ્તાર યોજન | ઉંચાઈ યોજન | શેના છે? | કઈ દિશામાં |
|---|---|---|---|---|---|---|
| ૧ ગોસ્તૂપ | ગોસ્તૂપ | ૧૦૨૨ | ૪૨૪ | ૧૭૨૧ | સુવર્ણમય | પૂર્વમાં |
| ૨ દકભાસ | શિવદેવ | ૧૦૨૨ | ૪૨૪ | ૧૭૨૧ | અંકરત્નમય | દક્ષિણમાં |
| ૩ શંખ | શંખ | ૧૦૨૨ | ૪૨૪ | ૧૭૨૧ | રૂપામય | પશ્ચિમમાં |
| ૪ દકસીમ | મનઃશિલ | ૧૦૨૨ | ૪૨૪ | ૧૭૨૧ | સ્ફટિકરત્નમય | ઉત્તરમાં |
| ૧ કર્કોટક | કર્કોટક | ૧૦૨૨ | ૪૨૪ | ૧૭૨૧ | રત્નમય | ઈશાનમાં |
| ૨ વિદ્યુત્પ્રભ | કર્દમ | ૧૦૨૨ | ૪૨૪ | ૧૭૨૧ | રત્નમય | અગ્નિમાં |
| ૩ કૈલાસ | કૈલાસ | ૧૦૨૨ | ૪૨૪ | ૧૭૨૧ | રત્નમય | નૈઋત્યમાં |
| ૪ અરુણપ્રભ | અરુણપ્રભ | ૧૦૨૨ | ૪૨૪ | ૧૭૨૧ | રત્નમય | વાયવ્યમાં |

રહે છે. પછી આ (૨૧૧-૧૫) માં કને ગિરિનો મૂળ વિસ્તાર જે ૧૦૨૨ યોજન છે તેમાંથી બાદ કરીએ ત્યારે ૭૬૦ યોજન અને ૫ પંચાણુમા એટલો લાભ ઈઉં રહે છે તેથી ૭૬૦ ૬/૯૫ યોજન મધ્યનું ગિરિનો વિસ્તાર આવ્યો.

હવે મધ્ય ભાગે એટલે લવણસમુદ્રની શિખા તરફની ભાગે જગતીની વૃદ્ધિ કેટલી હોય? તે જાણવા માટે ઉપર કહેલો જે ગિરિના વિસ્તારનો અંક (૭૬૦ ૬/૯૫) છે તેને સવર્ણ કરવા માટે ૭૬ ને ૯૫ વડે ગુણતાં ૭૨૨૦૦ થાય, તેમાં ૮ ભેળવતાં ૭૨૨૮૦ થાય પછી આ પ્રમાણે ત્રિરાશિ માંડવી-૯૫૦૦૦-૭૦-૭૨૨૮૦ અહીં સરળતા કરવા માટે ત્રણે અંકોમાંથી સર્વે શૂન્યો કાઢી નાંખવી ત્યારે ૯૫-૭-૭૨૨૮ રહે પછી વચલા અંકને છેલ્લા અંક સાથે ગુણતાં ૫૦૫૯૬ થાય આ પ્રતિભાગ આવ્યા, તેથી પહેલી રાશિને પણ ૯૫ વડે ગુણી પ્રતિભાગ કરવા, તેમ કરવાથી એટલે કે પહેલી રાશિ ૯૫ વડે ગુણવાથી ૯૦૨૫ થયા આ અંક વડે ઉપરના ૫ ૫૦૫૯૬ અંકને ભાગવો ત્યારે લાભમાં ૫ યોજન આવે છે અને શેષ ૫૪૭૧ રહે છે તેને ૯૫ વડે ભાગવાથી ભાગમાં ૫૭ કળા આવે છે બાકી ૫૬ વધે છે તે અર્ધ ઉપરાંત હોવાથી એક અંક ગણી ૫૭માં ઉમેરવાથી ૫૮ કળા થાય છે, તેથી મધ્ય ભાગે યોજન ૫ અને કળા ૫૮ એટલી જગતિ જળવૃદ્ધિ છે આ જળવૃદ્ધિને (૫-૫૮/૯૫ ને) ૯૬૯-૬૬/૯૫ માંથી બાદ કરતાં બાકી ૯૬૩-૮/૯૫ રહે છે. આટલું લવણશિખાની ઊંચાઈ તરફ જળ ઉપર રહેલા (દેખાતા) ગિરિનું પ્રમાણ સિદ્ધ થયું

તે આઠ પર્વતનો મૂળ વિસ્તાર જે ૧ ૨૨ યોજન છે તેનો પરિધિ ૩૨૩૨ યોજન થાય છે અને શિખર ઉપરનો વિસ્તાર ૪૨૪ યોજન છે તેનો પરિધિ ૧૩૪૧ યોજન થાય છે

વળી તે આઠ પર્વતોનું પરસ્પર અંતરૂ ૭૨૧૧૪ યોજન અને એક યોજનના આઠ ભાગ કરીએ તેવા ૩ ભાગ એટલું છે તે લાવવાનો ઉપાય આ પ્રમાણે.—જંબૂદ્વીપની જગતીથી ૪૨૫૧૧ યોજન લવણ સમુદ્રમાં જઈએ ત્યારે તે ઠેકાણે પર્વતના વિષ્કંભનો મધ્ય ભાગ છે ત્યાં લવણ સમુદ્રનો કુલ વિષ્કંભ ૧૮૫૦૨૨ યોજન છે લાખ યોજનનો જંબૂદ્વીપ અને બન્ને બાજુ ૪૨૫૧૧ લવણસમુદ્રના, તેને ભમણા કરતાં ૮૫૦૨૨ યોજન. કુલ ૧૮૫૦૨૨ યોજન. તેનો પરિધિ કરીએ ત્યારે ૫૮૫૦૬૧ યોજન થાય છે તેમાંથી આઠ પર્વતોનો તે સ્થાને ૧ ૨૨ યોજન વિષ્કંભ છે તેને આઠ ગુણા કરતાં ૮૧૭૬ યોજન થાય છે. તે બાદ કરતાંથી ૫૭૬૮૮૫ યોજન રહે છે તેને આઠે ભાગવાથી ભાગમાં ૭૨૧૧૪ યોજન આવે છે. બાકી શેષ ૩ રહે છે તેના આઠીયા ભાગ કરવા માટે આઠે ગુણતાં ૨૪ થાય, તેને આઠે ભાગતાં ભાગમાં ૩ આવે છે તેથી આઠીયા ત્રણ ભાગ અધિક સમજવા તેટલું અહીં એક પર્વતથી બીજા પર્વતને અંતરૂ જાણવું ૧૧—૨૧૦

હવે બે ગાથાવડે અંતરદ્વીપો કહે છે—

હિમવંતતા વિદિસી—સાણાઇગયાસુ ચઉસુ દાઢાસુ,
સગ સગ અંતરદીવા, પઢમચઉક્કં ચ જોયણસઇએ.૧૭—૨૧૧

સ્થાપના—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| અંતરદ્વીપ ચતુષ્ક | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| વિસ્તાર યોજન | ૩૦૦ | ૪૦૦ | ૫૦૦ | ૬૦૦ | ૭૦૦ | ૮૦૦ | ૯૦૦ |
| પરિધિ યોજન | ૯૪૯ | ૧૨૬૫ | ૧૫૮૧ | ૧૮૯૭ | ૨૨૧૩ | ૨૫૨૯ | ૨૮૪૫ |
| લવણ સમુદ્ર તરફ જળ વૃદ્ધિ | ૪ [illegible] | ૫ [illegible] | ૭ [illegible] | ૮ [illegible] | ૧૦ [illegible] | ૧૧ [illegible] | ૧૩ [illegible] |
| જંબૂદ્વીપ તરફ જળ વૃદ્ધિ | ૨ [illegible] | ૨ [illegible] | ૩ [illegible] | ૪ [illegible] | ૫ [illegible] | ૫ [illegible] | ૬ [illegible] |
| જંબૂદ્વીપ તરફ સમભાગ | ૨½ [illegible] | ૨½ [illegible] | ૩½ [illegible] | ૪½ [illegible] | ૫½ [illegible] | ૫½ [illegible] | ૬½ [illegible] |
| લવણશિખા તરફ સમભાગ | ૨ ભાગ | ૨ ભાગ | ૨ ભા | ૨ ભા | ૨ ભા | ૨ ભા | ૨ ભા |

હવે તે અંતરદ્વીપોનાં નામ કહે છે—

સવ્વે સવેઇઅંતા, પઢમચઉક્કમ્મિ તેસિં નામાઇં ।
એગોરૂઅ આભાસિઅ, વેસાણિઅ ચેવ લંગૂલે ॥૨૦-૨૧૪

| | |
|---|---|
| સવેઇઅંતા—વેદિકા સહિત | આભાસિઅ—આભાષિક |
| તેસિં—તેમનાં | વેસાણિઅ—વૈષાણિક |
| નામાઇં—નામ | ચેવ—નિશ્ચે |
| એગોરૂઅ—એકોરૂક | લંગૂલે—લાંગૂલિક |

અર્થ—સર્વ અંતરદ્વીપો વેદિકા અને વનખંડે શોભિત છે એમ જાણવું. પહેલા ચતુષ્કમાં તેમનાં નામો ઈશાનાદિકથી આરંભીને આ પ્રમાણે છે-ઈશાનમાં એકોરૂક ૧, અગ્નિ ખૂણામાં આભાષિક ૨, નૈઋત્ય ખૂણામાં વૈષાણિક ૩ અને વાયવ્ય ખૂણામાં લાંગૂલિક ૪. ૨૦—૨૧૪

બીઅચઉક્કે હયગય-ગોસક્કુલિપુવ્વકણ્ણનામાણો ।
આયંસમિંઢઅઓ-ગોપુવ્વમુહા ચઉત્થમ્મિ ॥૨૧-૨૧૫

| | |
|---|---|
| બીઅચઉક્કે—બીજા ચતુષ્કમાં | આયંસ—આદર્શ |
| સક્કુલિ—શષ્કુલિ | મિંઢ—મેંઢ |
| પુવ્વ—પૂર્વક | અઓ—અયો |
| કણ્ણનામાણો—કર્ણ નામવાળા | પુવ્વમુહા—પૂર્વક મુખવાળા |

અર્થ—બીજા ચતુષ્કમાં હય, ગજ, ગો અને શષ્કુલી એ શબ્દો છે પૂર્વમાં જેને એવા કર્ણ નામવાળા એટલે કે હયકર્ણ ૧, ગજકર્ણ ૨ ગોકર્ણ ૩ અને શષ્કુલીકર્ણ ૪ એ નામના ચાર દ્વીપો ઈશાનાદિકથી આરંભીને જાણવા. તથા એ જ પ્રમાણે આદર્શ, મેંઢ, અયો અને ગો એ શબ્દો

કે પૂર્વમાં બેને એવા મુખ નામવાળા એટલે કે આદર્શમુખ ૧, મેંઢમુખ ૨, અયોમુખ ૩ અને ગોમુખ ૪ એ નામના ચાર દ્વીપો ત્રીજા ચતુષ્કમાં જાણવા. ૨૧-૨૧૫

હયગયહરિવગ્ઘમુહા, ચઉત્થએ આસકણ્ણ હરિકણ્ણો,
આકણ્ણ કણ્ણપાવરણ,દીઓ પંચમચઉક્કમ્મિ. ૨૨-૨૧૬

| મુહા-મુખ નામવાળા | કણ્ણ પાવરણ-કર્ણ પ્રાવરણ |
|---|---|
| ચઉત્થએ-ચોથા ચતુષ્કમાં | પંચમ-પાંચમા |

અર્થ—હય, ગજ હરિ અને વ્યાઘ્ર એ શબ્દો છે પૂર્વમાં જેને એવા મુખ શબ્દવાળા એટલે હયમુખ ૧, ગજમુખ ૨, હરિમુખ ૩ અને વ્યાઘ્રમુખ ૪ એ નામના ચાર દ્વીપો ચોથા ચતુષ્કને વિષે જાણવા, તથા અશ્વકર્ણ ૧, હરિકર્ણ ૨ આકર્ણ ૩ અને કર્ણપ્રાવરણ ૪ એ નામના ચાર દ્વીપો પાંચમા ચતુષ્કને વિષે જાણવા ૨૨-૨૧૬

ઉક્કમુહો મેહમુહો, વિજ્જુમુહો વિજ્જુદંત છટ્ઠમ્મિ
સત્તમગે દંતતા, ઘણલટ્ઠનિગૂઢસુદ્ધા ય ૨૩-૨૧૭

| | |
|---|---|
| છટ્ઠમ્મિ-છઠ્ઠા ચતુષ્કમાં | સત્તમગે-સાતમા ચતુષ્કમાં |
| | દંતતા-દંત અંત વાળા |

અર્થ—ઉલ્કામુખ ૧, મેઘમુખ ૨, વિદ્યુ મુખ ૩ અને વિદ્યુદંત ૪ એ નામના ચાર દ્વીપો છઠ્ઠા ચતુષ્કને વિષે છે તથા સાતમા ચતુષ્કમાં દંત શબ્દ છે અંતે-છેડે જેને એવા ઘન, લષ્ટ, ગૂઢ અને શુદ્ધ શબ્દ મુકવા એટલે કે ઘનદંત ૧, લષ્ટદંત ૨ (નિ) ગૂઢદંત ૩ અને શુદ્ધદંત ૪ એ નામના ચાર દ્વીપ જાણવા. ૨૩-૨૧૭

અર્થ-વિવેચન.—મેરૂપર્વતની પશ્ચિમ દિશાએ જગતીથી બાર હજાર યોજન લવણસમુદ્રમાં જઈએ ત્યાં સુસ્થિત નામના લવણાધિપતિનો ગૌતમ નામનો એક દ્વીપ છે તથા તે ગૌતમદ્વીપની બે બાજુએ જંબૂદ્વીપના અને લવણસમુદ્રના બે બે સૂર્યના દ્વીપો છે એટલે કે ગૌતમદ્વીપની બન્ને બાજુએ બબે દ્વીપ એટલે કુલ ચાર દ્વીપ છે તે જંબૂદ્વીપના બે અને લવણસમુદ્રના જંબૂદ્વીપ તરફના બે એમ કુલ ચાર સૂર્યના છે એમ જાણવું વળી તે પણ દ્વીપો જગતીથી આંતરૂં તથા પરસ્પરનું એટલે એક દ્વીપથી બીજા દ્વીપનું આંતરૂં તથા તે દરેક દ્વીપનો વિસ્તાર તે સર્વે જાણવું બાર બાર હજાર યોજન છે. તથા એજ રીતે મેરૂપર્વતની પૂર્વદિશામાં જગતીથી બાર હજાર યોજન લવણસમુદ્રમાં જઈએ ત્યાં ચાર ચંદ્રના ચાર દ્વીપો છે એટલે જંબૂદ્વીપના બે ચંદ્ર અને જંબૂદ્વીપ તરફ લવણસમુદ્ર ઉપર ફરનારા લવણસમુદ્રના બે ચંદ્ર એમ ચાર ચંદ્રના ચાર દ્વીપો છે તથા એજ પ્રકારે એટલે ઉપર કહ્યા પ્રમાણેજ બહારની દિશાએ એટલે ધાતકીખંડની દિશાએ લવણસમુદ્રની જગતીથી બાર હજાર યોજન લવણસમુદ્રમાં જઈએ, ત્યાં મેરૂ પર્વતની પૂર્વ અને પશ્ચિમ દિશામાં આઠ આઠ દ્વીપો છે (કુલ સોળ દ્વીપો છે) તે લવણશિખાની બહાર ફરતા બે ચંદ્ર અને બે સૂર્યના તથા છ છ ધાતકીખંડમાં ચાલતા લવણસમુદ્ર તરફના ચંદ્ર અને સૂર્યના સર્વ મળીને આઠ ચંદ્રના અને આઠ સૂર્યોના દ્વીપો છે ૨૧૭—૨૧૮ ૨૨૦ થી ૨૨૧

હવે આ દ્વીપોનું જળ ઉપર ઊંચું પ્રમાણ કહે છે—

# અથ તૃતીય ધાતકીખંડદ્વીપ અધિકાર.

ધાતકીખંડ દ્વીપના બે વિભાગ કરનાર ઈષુકાર પર્વતનું સ્વરૂપ કહે છે —

જમુત્તરદીહેણ, દસસયસમપિહુલ પણસયુચ્ચેણ,
ઉસુયારગિરિદુગેણ, ધાયઈસંડો દુહવિહત્તો ૧–૨૨૫

| | |
|---|---|
| *જમ્મુત્તર–દક્ષિણ ઉત્તર | ઉસુયારગિરિ–ઈષુકાર પર્વત |
| દીહ–દીર્ઘ | દુગેણ–યુગલ વડે (બે ડે) |
| દસસય–હજાર | ધાયઈસંડો–ધાતકી ખંડ |
| સમપિહુલ–સરખા પહોળા | દુહવિહત્તો–બે ભાગે વહેંચા-યેલો છે. |
| પણસયુચ્ચેણ–પાંચસો યોજન ઉંચા | |

અર્થ—દક્ષિણ ઉત્તર લાંબા હજાર યોજનની સરખી પહોળાઈવાળા, પાંચસો યોજન ઉંચા બે ઈષુકાર પર્વત વડે ધાતકી ખંડના બે વિભાગ કરાયા છે ૧–૨૨૫

વિવેચન—લવણસમુદ્રની જગતીથી બહાર તેને ફરતો વલયને આકારે ધાતકીખંડ નામનો બીજો દ્વીપ આવેલો છે તે ચાર લાખ યોજન વલયાકારે પહોળો છે તે ધાતકીખંડના મુખ્ય બે વિભાગ છે—પૂર્વ ધાતકીખંડ અને પશ્ચિમ ધાતકીખંડ. તે બે વિભાગ ધાતકીખંડમાં આવેલા ઈષુકાર નામના બે પર્વતે કર્યા છે તે બે ઈષુકાર પર્વતો લવણસમુદ્રના વૈજયંત અને અપરાજિત નામના દ્વારથી નીકળીને ધાતકીખંડના વૈજયંત અને અપરાજિત નામના દ્વાર સુધી લાંબા છે એટલે કે લવણસમુદ્રના છેડાથી નીકળી કાલોદ



ધાતકીખંડમાં આવેલા ૧૪ આરા સરખા ૧૪ પર્વતો તથા
૧૪ આંતરા સરખા ૧૪ ક્ષેત્રોનો દેખાવ.

પૃ. ૨૮૪ ગા. ૨૨૧

નાભિમાંથી જેમ આરા નીકળે તેમ અહીં ઇષુકાર અને કુલગિરિ આરા સમાન છે અને તે આરાના વિવર એટલે આંતરાને સ્થાને ક્ષેત્રો રહેલા છે કુલગિરિઓ અને ઇષુકાર પર્વતો પણ આરંભે અને છેડે સરખા જ પહોળા છે અને ક્ષેત્રો આરંભમાં સાંકડા અને પછી પહોળા અને વધુ પહોળા છે એટલે લવણસમુદ્રની જગતીથી આરંભીને ધાતકીખંડની જગતી સુધી અનુક્રમે વધારે વધારે પહોળા છે ૨-૨૨૬

આ ધાતકીખંડમાં જે જે પદાર્થો જંબૂદ્વીપના જે જે પદાર્થોની સરખા છે તે કહે છે—

**દહકુરુઉંડત્તમમેરુમુસ્સય વિત્થર વિઅડ્ઢાણ;**
**વટ્ટગિરીણ ય સુમેરુવજ્જમિહ જાણ પુવ્વસમં ૩-૨૨૭**

| | |
|---|---|
| ઉંડત્ત–ઉંડાઈ | વટ્ટગિરીણ–ગોળ પર્વતોનો |
| અમેરુ–મેરુ સિવાયના | સુમેરુવજ્જ–મેરુ પર્વત વર્જીને |
| ઉસ્સય–ઉંચાઈ | જાણ–જાણવું |
| વિઅડ્ઢાણ–વૈતાઢ્યનો | પુવ્વસમ–પૂર્વના (જંબૂદ્વીપના) સમાન. |

અર્થ—આ ધાતકીખંડમાં દ્રહોની તથા કુરુની ઉંડાઈ મેરુ પર્વત સિવાય બીજા પર્વતોની ઉંચાઈ તથા વૈતાઢ્ય પર્વતોનો અને મેરુ પર્વત વર્જીને બીજા વૃત્ત વૈતાઢ્ય વિગેરે ગોળ પર્વતોનો વિસ્તાર જંબૂદ્વીપમાં કહ્યા પ્રમાણે જાણવો. ૩-૨૨૭

વિવેચન—જંબૂદ્વીપમાં દ્રહોની તથા કુરુઓની ઉંડાઈ દશ યોજનની કહી છે તેટલી જ ઉંડાઈ આ ધાતકીખંડમાં

| | | | | |
|---|---|---|---|---|
| ધાતકી ખંડ નદીઓ | ૧૩૬ | ૩૨ | ૮ | ૪ |
| જીભી વિસ્તાર યોજન | ૧૨॥ | ૨૫ | ૫ | ૧૦ |
| જીભી જાડી યોજન | । | ૦॥ | ૧ | ૨ |
| જીભી લંબ યોજન | ૧ | ૨ | ૪ | ૮ |
| નદીમુખ વિસ્તાર યોજન | ૧૨॥ | ૨૫ | ૫૦ | ૧૦૦ |
| મુખમાં ઊંડપણું યોજન | । | ॥ | ૧ | ૨ |
| અંત્ય વિસ્તાર યોજન | ૧૨૫ | ૨૫ | ૫૦૦ ૧ | |
| અંત્ય ઊંડપણું યોજન | ૨॥ | ૫ | ૧૦ | ૨ |
| નદી કુંડ વિસ્તાર યોજન | ૧૨ | ૨૪૦ | ૪૮ | ૪૬૦ |
| નદીદ્વીપ વિસ્તાર યોજન | ૧૬ | ૩૨ | ૬૪ | ૧૨૮ |
| કુંડદ્વાર વિસ્તાર યોજન | ૧૨॥ | ૨૫ | ૫ | ૧૦ |
| અભ્યગિરિ અંતર યોજન | ૦॥ | ૧ | ૨ | ૪ |

તથા વળી અહીં વનમુખનો વિસ્તાર જાણવો ૧૦
છે પરંતુ વપ્રમુખની દિશા તરફ વનમુખનો વિસ્તા
તેથી વિપરીત છે તે આ પ્રમાણે—નદીની પાસે મ અ

વિવેચન—ક્ષેત્ર ૧ આંકને પ્રત્યેક સાથે ગુણવા. એટલે ક્ષેત્રના આંક ૧-૪-૧૬-૬૪ વિગેરેને નીચેની ગાથામાં કહેલા પ્રત્યેક સાથે ગુણવા પછી તેને બસો ને બાર (૨૧૨) વડે ભાગવા કેમકે ક્ષેત્રાંકનો સરવાળો ૨૧૨ થાય છે; તે આ પ્રમાણે —

ભરતક્ષેત્રનો આંક ૧, હિમવંત ક્ષેત્રાંક ૪, હરિવર્ષ ક્ષેત્રાંક ૧૬, મહાવિદેહ ક્ષેત્રાંક ૬૪, રમ્યક ક્ષેત્રાંક ૧૬, હૈરણ્યવત ક્ષેત્રાંક ૪ ઐરવત ક્ષેત્રાંક ૧ આ સર્વને એકઠા કરવાથી ૧૦૬ થાય છે આ પ્રમાણે એક બાજુનો સરવાળો કરી બીજી બાજુ પણ ૭ ક્ષેત્રો હોવાથી તેને બમણા કરતાં ૨૧૨ ભાજક અંક થાય છે આ રીતે ભાગવાથી સર્વ કેમકે એટલે આદિ, મધ્ય અને અંતને વિષે ક્ષેત્રનો વ્યાસ વિસ્તાર થાય છે અહીં ધાતકીખંડને વિષે વળી આ પ્રમાણે એટલે નીચેની ગાથામાં કહ્યા પ્રમાણે ધ્રુવાંક છે ૧૦—૨૩૪

તે ધ્રુવાંક કહે છે—

ધુરિ ચઉદ લક્ખ દુસહસ, દોસમણુઉઆ ધુવ
તહા મજ્ઝે;
ઇગસય અડુત્તરસવસ—દુસહસ છવ્વીસ લક્ખા ય.
૧૧—૨૩૫
ગુણવીસ સય બત્તીસ, સહસ ગુણપાસ લક્ખ ધ્રુવમંતે;
પ્રઇમિરિવણુમાણુવિસુ—દ્ધ બિત્ત સોલસ વિહુ વિભવા.
૧૨—૨૩૬

યોજન માત્ર છે તેને ક્ષેત્રના કુલ વિસ્તાર ૪૦૦ ૦૦ માંથી બાદ કરીએ ત્યારે ૧૫૩૬૫૪ રહે છે તેને સોળે ભાગવાથી ૯૬૦૩૬/૧૬ યોજન આવે. તેટલો દરેક વિજયનો વિસ્તાર જાણવો. આ જ રીતે ભરતનથી, વક્ષસ્કાર વિગેરે કોઈ પણ ઈષ્ટ વસ્તુનો વિસ્તાર જાણવો હોય તો તે ઈષ્ટ વસ્તુ વિના બાકીના બધાના વિસ્તારનો અંક એકત્ર કરી તેને લાખના વિષ્કંભ (ચાર લાખ) માંથી બાદ કરતા જે શેષ રહે તેને ઈષ્ટ ક્ષેત્રની સંખ્યાવડે (જેમકે ભરતનથી ૭ છે તો ૭ વડે, મેરુ ને ભદ્રશાલવન એક છે તો એકવડે, વક્ષસ્કાર આઠ છે તો આઠ વડે, મુખવન બે છે તો બે વડે) ભાગવાથી જે સંખ્યા આવે તે તે ઈષ્ટ વસ્તુનો વિસ્તાર જાણવો. ૧૨ ૨૭૬

હવે દરેક વિજયનો વિસ્તાર કહે છે —

નવ સહસ્સા છ સય તિઉત્તરા ય છચ્ચેવ સોલસ ભાગા ય
વિજયવિક્ખંભ ઘાઈગિરિ–વણુવિજયસમાસિ
ચઉસિઠણા ૧૪–૨૬૭

| | |
|---|---|
| તિઉત્તરા–ત્રણ અધિક | વણ–વનમુખ |
| સોલસભાગા–સોળીઆ ભાગ | ઘાઈગિરિ–પરવતો |
| વિક્ખંભ–પહોળાઈ | સમાસાણા–ચાર લાખ |

અર્થ —નવ હજાર, છ સો, અને ત્રણ અધિક, તથા છ સોળીઆ ભાગ ૯૬૦૩૬/૧૬ આટલો દરેક વિજયનો વિસ્તાર છે હવે ભરતનથી વક્ષસ્કારગિરિ, મેરુવન, વનમુખ તથા વિજય એ સર્વનો સરવાળો કરવાથી ચાર લાખ યોજન

આઠ પાતાળ કળશો વિસ્તાર આવે છે; (વિજયનાં નામો ગાથા જંબૂદ્વીપમાં કહ્યા છે તે પ્રમાણે અહીં પણ જાણવાં) ૫-૨૭૭

મહાવિદેહ સ્થાપના —

| વસ્તુનાં નામ | યોજન વિસ્તાર |
| --- | --- |
| છ અંતર નદી | ૧૫૦૦ |
| મેરૂને બે બાજુના ભદ્રશાલ વન | ૧૨૫૧૫૮ |
| આઠ વક્ષસ્કાર | ૮૦૦૦ |
| બે વન મુખ | ૧૧૧૮૮ |
| સોળ વિજય | ૧૫૩૬૫૪ |
| કુલ.... | ૪૦ ૦૦૦ |

હવે વિજયોની નગરીઓ અને વૃક્ષ વિગેરેનું સ્વરૂપ કહે છે —

પુણ્ણ વ પુરી અંતરા, પરસુત્તરકુરુસુ ધાઇ મહધાઇ;
રૂક્ખા તેસુ સુર સુ–પિયદ સપુનામયા દેવા. ૧૪–૨૭૮

| | |
|---|---|
| પુવ્વં વ–પૂર્વની પેઠે | મહાધાઈ–મહા ધાતકી નામના |
| પુરી–નગરીઓ | સુરા–દેવો |
| તરૂ–વૃક્ષો | સુદંસણ–સુદર્શન |
| પર–પરંતુ, વિશેષમાં | પિયદંસણા–પ્રિયદર્શન |
| ધાઈ–ધાતકી | નામયા–નામના |

અર્થ:—પૂર્વની જેમ નગરીઓ તથા વૃક્ષો જાણવાં. પરંતુ ઉત્તરકુરુમાં ધાતકી અને મહાધાતકી નામે વૃક્ષો જાણવાં. તેઓને વિષે સુદર્શન અને પ્રિયદર્શન નામના દેવો જાણવા. ૧૪–૨૩૭

વિવેચન—પૂર્વની જેમ એટલે જંબૂદ્વીપમાં કહ્યા પ્રમાણે જ આ ધાતકીખંડને વિષે વિજયની નગરીઓ અને વૃક્ષો જાણવાં. તેમાં નગરીઓનાં નામ જંબૂદ્વીપની વિજયોમાં કહ્યા પ્રમાણે જાણવાં, પરંતુ પૂર્વ ધાતકીના ઉત્તરકુરુમાં ધાતકીવૃક્ષ અને પશ્ચિમ ધાતકીના ઉત્તરકુરુમાં મહાધાતકી નામે વૃક્ષ જાણવું. તે વૃક્ષોને વિષે સુદર્શન અને પ્રિયદર્શન નામના દેવો અનુક્રમે વસે છે તથા બે દેવકુરુને વિષે ગરુડ નામના દેવના જ બે શાલ્મલી વૃક્ષો પૂર્વે જંબૂદ્વીપમાં કહ્યા પ્રમાણે જાણવા. ૧૪–૨૩૮

ધાતકીખંડની હવે પરિધિ કહે છે.—

ધુવરાસીસુ અ મિલિઆ, ઓઆલક્ખો અ અડસયરી સહસ્સા,
અડ સય બાયાલા, પરિહિતિગ ધાયઈસંડે ૧૫–૨૩૯

| | |
|---|---|
| ધુવરાસીસુ–ધ્રુવ રાશિઓમાં | અડસયા–આઠસો |
| મિલિઆ–મેળવ્યા, મેળવતાં | પરિહિતિગ–ત્રણ પરિધિઓ |
| અડસયરિ–અઠ્ઠોતેર | ધાયઈસંડે–ધાતકી ખંડમાં |

લેપુલ્ લવણુપરિહી, ધાયઇસ ડસ્સ આઇધુવરાસી;
મિરિવિક્ખુણા તમ્મજ્જ, પરિહિ સ મજ્જ ધુવરાસી ૨
અંતસ્સવિઆપરિહી, ગિરિવિત્થરરહિય અંત ધુવરાસી;
મિરિવિત્તરેણુ મિલિય, પરિહિતિઅણુક્કમેણુ ભવે ૩

અર્થ—અહીં ધાતકીખંડમાં વર્ષધર પર્વતો છે તે જંબૂદ્વીપના વર્ષધરો કરતાં બમણા વિસ્તારવાળા (પહોળા) છે તેનો ૧૨ વખારનો વિસ્તાર અને પુન. બે ઇષુકારનો વિસ્તાર મળીને એક લાખ, અઠ્યોતેર હજાર, આઠસો ને બેતાલીસ યોજન ક્ષેત્રને સ્પર્શી છે અર્થાત્ રોકે છે તેટલા યોજન ઉણી લવણસમુદ્રની પરિધિ તે ધાતકીખંડની આદિ ધ્રુવરાશિ જાણવી, અને ફરી ૧૪ પર્વતોએ સ્પર્શેલા ક્ષેત્ર યોજનથી ઉણી મધ્યપરિધિ તે મધ્ય ધ્રુવરાશિ. અને ૧૪ પર્વતોના વિસ્તારથી ઉણી અંતની પરિધિ તે અંત ધ્રુવરાશિ. ત્રણે ધ્રુવરાશિમાં ૧૪ ગિરિનો વિસ્તાર (જેનું યંત્ર આ નીચે આપેલ છે તે) ઉમેરવાથી એટલે અનુક્રમે ત્રણે પ્રકારની પરિધિ થાય. ૧-૨-૩

॥ ઇતિ લઘુક્ષેત્રસમાસવિવરણે તૃતીયઃ
ધાતકીખણ્ડદ્વીપાધિકારઃ ॥

## ધાતકીખંડના પર્વતોનો વિસ્તાર

| પર્વતનું નામ | જંબૂદ્વીપ વિસ્તાર | ધાતકીખંડ વિસ્તાર | બેવડા પર્વતોનો મળીને વિસ્તાર |
|---|---|---|---|
| ૧ ચુલ્લહિમવંત | ૧ ૫૨-૧૨ | ૨૧૦૫-૫ | ૪૨૧૦-૧૦ |
| ૨ શિખરી | ૧૦૫૨-૧૨ | ૨૧ ૫-૫ | ૪૨૧૦-૧૦ |
| ૩ મહાહિમવંત | ૪૨૧૦-૧ | ૮૪૨૧-૧ | ૧૬૮૪૨-૨ |
| ૪ રૂપી | ૪૨૧૦-૧૦ | ૮૪૨૧-૧ | ૧૬૮૪૨-૨ |
| ૫ નિષધ | ૧૬૮૪૨-૨ | ૩૩૬૮૪-૪ | ૬૭૩૬૮-૮ |
| ૬ નીલવંત | ૧૬૮૪૨-૨ | ૩૩૬૮૪-૪ | ૬૭૩૬૮-૮ |
| ૭ ઇષુકાર | | ૧૦૦૦-૦ | ૨૦૦૦-૦ |
| | | મોટ પર્વતોના કુલ | યોજન ૧૭૮૮૪૨-૨ |

સેસૂણ લવણપરિહી, ધાયઇસંડસ્સ આઇધુવરાસી
ગિરિવિહૂણા તમ્મઝ્ઝ, પરિહિ સ મઝ્ઝ ધુવરાસી ૨
મઝ્ઝસ્સવિ અ પરિહી, ગિરિવિત્થરઙ્ગહિઅ અંત ધુવરાસી;
ગિરિવિત્થરેણ મિલિય, પરિહિતિગણુક્કમેણ ભવે ૩

અર્થ—અહીં ધાતકીખંડમાં બાર પર્વતો છે તે જંબૂદ્વીપના વર્ષધરો કરતાં બમણા વિસ્તારવાળા (પહોળા) છે તેથી ૧૨ વર્ષધરનો વિસ્તાર અને પુનઃ બે ઇષુકારનો વિસ્તાર મેળવીને એક લાખ, અડસઠ હજાર આઠસો ને બેતાળીસ યોજન ક્ષેત્રને સ્પર્શી છે અર્થાત્ રોકે છે તેટલા યોજન ઓછી લવણસમુદ્રની પરિધિ તે ધાતકીખંડની આદિ ધ્રુવરાશિ જાણવી, અને મુળ ૧૪ પર્વતોએ સ્પર્શેલા ઉક્ત યોજનથી ઓછી મધ્યપરિધિ તે મધ્ય ધ્રુવરાશિ. અને ૧૪ પર્વતોના વિસ્તારથી ઓછી અંતની પરિધિ તે અંત ધ્રુવરાશિ. ત્રણે ધ્રુવરાશિમાં ૧૪ ગિરિનો વિસ્તાર (જેનું યંત્ર આ નીચે આપેલ છે તે) મેળવીએ એટલે અનુક્રમે ત્રણે પ્રકારની પરિધિ થાય. ૧-૨-૩

॥ ઇતિ લઘુક્ષેત્રસમાસવિવરણે તૃતીયઃ
ધાતકીખંડદ્વીપાધિકારઃ ॥

# ॥ અથ ચતુર્થઃ કાલોદધિ અધિકાર ॥

હવે બીજા કાલોદધિનું સ્વરૂપ વગેરે કહે છે—

કાલોઓ સવ્વત્થવિ, સહસ્સુંડો વેલવિરહિઓ તત્થ ।
સુત્થિઅસમકાલમહા-કાલસુરા પુવ્વપચ્છિમઓ ॥૨૪॥

| | |
|---|---|
| કાલોઅ—કાલોદધિ | સુત્થિઅસમ—સુસ્થિત દેવ સમાન |
| સવ્વત્થવિ—સર્વસ્થાને પણ | કાલમહાકાલ—કાલ અને મહાકાલ નામના |
| સહસ્સુંડો—હજાર યોજન ઊંડો | સુરા—દેવો |
| વેલવિરહિઓ—વેલ રહિત | પુવ્વપચ્છિમઓ—પૂર્વ અને પશ્ચિમ |
| તત્થ—ત્યાં (તે સમુદ્રમાં) | |

અર્થ—કાલોદધિ સમુદ્ર સર્વ સ્થાને એક હજાર યોજન ઊંડો છે વેલ રહિત છે ત્યાં સુસ્થિત દેવ સરખા કાલ અને મહા કાલ નામના દેવો પૂર્વ અને પશ્ચિમ દિશાએ રહે છે ૨૪

વિવેચન.—ધાતકીખંડની જગતી ફરતો આઠ લાખ યોજનના વિસ્તારવાળો વલયને આકારે રહેલો કાલોદધિ સમુદ્ર છે તે સમુદ્ર સર્વ ઠેકાણે એક હજાર યોજન ઊંડો છે એટલે તેમાં લવણ સમુદ્ર પેઠે ગોતીર્થ નથી, તથા તે વેલ રહિત છે એટલે તેમાં જળની વૃદ્ધિ–હાનિ થતી નથી. કારણ કે લવણસમુદ્રની પેઠે વેલની વૃદ્ધિ કરનાર પાતાલ કળશો આ સમુદ્રમાં નથી. તે કાલોદધિ સમુદ્રમાં લવણ સમુદ્રના સુસ્થિત દેવની જેવા કાલ અને મહાકાલ નામના બે દેવો અધિપતિ છે. તે પૂર્વ અને પશ્ચિમ દિશામાં

ધાતકીય સરખા બે દ્વીપોને વિષે કહ્યો છે ૧-૨૪૦

આ સમુદ્રમાં આવેલા દ્વીપોનું સ્વરૂપ જણાવે છે —

લવણમ્મિ વ જહસંભવ, સસિરવિદીવા ઇહ વિ નાયવ્વા।
પર સમતઓ તે, કોસદુગુચ્ચા જલાઉવરિ ૨-૨૪૧

| | |
|---|---|
| લવણમ્મિ-લવણ સમુદ્રની પેઠે. | પર-વિશેષમાં |
| જહસંભવ-યથા સંભવ | સમતઓ-ચારે તરફ |
| ઇહ વિ-અહીં પણ | તે-તે દ્વીપ |
| નાયવ્વા-જાણવા | જલાઉવરિ-પાણીની ઉપર |

અર્થ—લવણ સમુદ્રમાં છે તેમ અહીં પણ યથા સંભવ ચંદ્ર અને સૂર્યના દ્વીપો જાણવા. પરંતુ તેઓ ચારે તરફ પાણીના ઉપર બે કોશ ઉંચા છે ૨-૨૪૧

વિવેચન.—જેમ લવણસમુદ્રમાં બાર હજાર યોજન જઈએ ત્યારે બાર હજાર લંબાઈ પહોળાઈવાળા ચંદ્ર અને સૂર્યના દ્વીપ આવેલા છે તેમ આ કાલોદધિને વિષે પણ જેમ સંભવે તેમ ચંદ્ર અને સૂર્યના દ્વીપો જાણવા. એટલે કે ધાતકીખંડની જગતીથી બાર હજાર યોજન કાલોદધિમાં જઈએ તે ઠેકાણે પૂર્વ દિશામાં ધાતકીખંડના બાર ચંદ્રોના બાર અને પશ્ચિમ દિશામાં બાર સૂર્યોના (કુલ ૨૪)[1] દ્વીપો છે, તથા કાલોદધિની જગતીથી બાર હજાર યોજન કાલોદધિમાં જઈએ ત્યાં પૂર્વ દિશામાં કાલોદધિના બેંતાળીસ ચંદ્રોના અને પશ્ચિમ દિશામાં કાલોદધિના બેંતાળીસ સૂર્યોના

નામનો પર્વત રહેલો છે. તે પર્વત વેલંધર પર્વતો જેટલા પ્રમાણવાળો છે એટલે જેમ વેલંધર પર્વતો મૂલમાં ૧૦૨૨ યોજન પહોળા છે શિખર પર ૪૨૪ યોજન પહોળા છે અને ૧૭૨૧ યોજન ઉંચા છે તેમ આ પર્વત પણ તેટલા જ પ્રમાણવાળો છે તથા આ પર્વતનો બેઠેલા સિંહના જેવો આકાર છે એટલે કે બેઠેલો સિંહ જેમ આગળથી બે પગ ઉંચા રાખીને તથા પાછળથી બે પગ વાળીને બેસે તેથી આગળ ઉંચો હોય અને પાછળ અનુક્રમે હાલતી જેમ નીચો નીચો હોય, તેમ આ પર્વત પણ મનુષ્યલોક તરફ એક સરખો ભીંત સરખો સપાટ ઉંચો છે અને બહારની દિશામાં નીચે નીચે ઢાળવાળો છે એટલે પહોળાઈમાં ઘટતો ઘટતો છે વળી આ પર્વત નિષધના જેવા વર્ણવાળો એટલે જાંબૂનદ જાતના સુવર્ણ જેવા (રાતા) વર્ણવાળો છે

આ માનુષોત્તર પર્વતના આકાર માટે બીજું દષ્ટાંત આ પ્રમાણે કહ્યું છે—પુષ્કરવર દ્વીપના અંદર મધ્યમાં વલયાકારે સર્વ બાજુ ફરતો એક એવો પર્વત કલ્પીએ કે જે મૂળમાં ૨૦૪૪ યોજન પહોળો અને શિખર તલે ૮૪૮ યોજન વિસ્તારવાળો હોય તેના અંદર મધ્યથી બે ભાગ કરીને અંદરનો વિભાગ ઉપાડી લઈએ ને બાકીનો અર્ધો જેવા આકારનો રહ્યા તેવો આકાર આ માનુષોત્તર પર્વતનો જાણવો. ૧-૨૪૨

હવે પુષ્કરવરદ્વીપાર્ધમાં રહેલા ક્ષેત્રો અને પર્વતો વિગેરેના સ્થાનાદિકનું સ્વરૂપ કહે છે—

પણ ધાતકીખંડની પેઠે ૧૪ ક્ષેત્ર, ૧૨ કુલગિરિ, ૨ મેરૂ, ૧૪ વિજય, ૩૨ વક્ષસ્કાર ૧૪ અંતરનદી, ૨ ભદ્રશાલવન, અને ૨ ઇષુકાર આ બધા ઇષુકાર પર્વત દક્ષિણ અને ઉત્તર દિશામાં ૧૦૦૦ યોજન મૂળ અને શિખરને વિષે સરખા પહોળા છે ૫૦૦ યોજન ઉંચા છે અને આઠ લાખ યોજન લાંબા છે બે મેરૂ ૮૪૦૦૦ યોજન ઉંચા છે. આનો વિસ્તાર ૨૨૯ મી ગાથાથી ધાતકીખંડ પ્રમાણે જાણી લેવો.) ૨—૨૪૩

ચાર બાહ્ય ગજદંત પર્વતોનું પ્રમાણ કહે છે—

ઇહ બાહિરગયદંતા, ચઉરો દીહત્તિ વીસસયસહસ્સા।
તેઆલીસ સહસ્સા, ઉગુણવીસહિઆ સયા દુન્નિ ૩-૨૪૪

| | |
|---|---|
| બાહિર ગયદંતા—બાહ્ય ગજદંત પર્વત | તેઆલીસ—તેંતાલીસ |
| ચઉરો—ચાર | ઉગુણવીસહિઆ—ઓગણીસ અધિક |
| દીહત્તિ—દીર્ઘ લાંબા | સયા દુન્નિ—બસો |
| સયસહસ્સા—લાખ | |

અર્થ—અહીં બાહિરના ચાર ગજદંત પર્વતોની લંબાઇ વીસ લાખ તેંતાલીસ હજાર બસો ને ઓગણીસ યોજન પ્રમાણ છે ૩-૨૪૪

વિવેચન.—અહીં એટલે પુષ્કરાર્ધના બે ખંડમાં અથવા પૂર્વ પુષ્કરાર્ધ અને પશ્ચિમ પુષ્કરાર્ધના બે મેરૂની બહારની દિશાએ એટલે માનુષોત્તર પર્વતની દિશા તરફ ચાર ગજદંત પર્વતો આવેલા છે તેમની લંબાઇ વીસ લાખ,

અર્થ—આગિના એવો જબૂદ્વીપ કરતાં ધાતકી ખંડમાં બમણા પ્રમાણવાળા તથા સરખા પ્રમાણવાળા કહ્યા છે. તેઓ અહીં ધાતકી ખંડ કરતાં તેમજ બમણા અને સરખા જાણવા. ૫-૨૪૧

વિવેચન—આગિના ચાર્યો એટલે ફેર નહીં, વર્ષધર, દહ નિમેષેતુ પ્રમાણ જે પ્રકારે જબૂદ્વીપથી ધાતકીખંડને વિષે કેટલાનુ બમણુ અને કેટલાનુ સરખુ કહ્યું છે, તે જ પ્રમાણ ધાતકીખંડથી આ પુષ્કરાર્ધમાં બમણું અને સમાન જાણવું. વિશેષ એ છે કે ધાતકીખંડના અધિકારમાં દીર્ઘ વૈતાઢયોના વિષ્કંભાદિક, જબૂદ્વીપના દીર્ઘ વૈતાઢ્ય જેવા જ કહ્યા છે તે વિષે કહ્યું છે કે—"કંચનગિરિ, યમક દેવકુરૂના પર્વતો તથા વૃત્ત અને દીર્ઘવૈતાઢયોનો વિષ્કંભ, ઉદ્વેધ (ઉંડાઈ) અને સમુચ્છ્રય (ઉંચાઈ) જબૂદ્વીપને વિષે કહ્યા પ્રમાણે જાણવી." તથા પુષ્કરાધના અધિકારે કહ્યું છે કે "વૈતાઢયનો ઉદ્વેધ-ઉંડાઈ સવાછ યોજન, સમુચ્છ્રય-ઉંચાઈ પચીસ યોજન અને વિસ્તાર પચાસ યોજનનો છે" આ રીતે મેં વિશેષ તત્ત્વજ્ઞાની જાણે. ૫-૨૪૧

હવે પૂર્વ ધાતકી ખંડમાં કહેલા મુજબ પ્રમાણે પુષ્કરાર્ધના ક્ષેત્રોનો ત્રણ પ્રકારનો વિસ્તાર લાવવા માટે મુખ-રાશિ કહે છે—

અ-સી લક્ખા ચઉદિસ, સહસા તહ પુવ્વ સયા ય છમ્મવીસા;
અબ્ભિંતર ધુવરાસી, પુવ્વુત્તવિહીઇ ગણિઅવ્વો.૬-૨૪૨

મહા વિદેહના દરેક વિજયનો વિષ્કંભ જણાવે છે—

ગુણવીસ સહસ સગ સય, ચઉણઉઇ સવાય
વિજયવિક્ખંભો;
તહ ઇહ અહિવઇસલિલા, પવિસંતિ અ ઘરણુમસ્સાહો
૯—૨૫૦

ચઉણઉઇ—ચોરાણુ
સવાય—એક ભાગ, પા
વિજયવિક્ખંભો—વિજયનો વિષ્કંભ

અહિવઇસલિલા—મહોટા પ્રવાહવાળી નદીઓ
પવિસંતિ—પ્રવેશે છે
ઘરણુમસ્સાહો—માનુષોત્તર પર્વતની નીચે

અર્થ—ઓગણીસ હજાર સાતસો અને ચાર સહિત સવા (૧૯૭૯૪¼) યોજન દરેક વિજયનો વિષ્કંભ-વિસ્તાર છે તથા આ પુષ્કરાર્ધને વિષે માનુષોત્તર પર્વત તરફ વહેતી નદીઓ માનુષોત્તર પર્વતની નીચે ભૂમિમાં પ્રવેશ કરે છે કેમકે તે તરફ સમુદ્ર નથી. ૯—૨૫૦

વિવેચન—આ પુષ્કરાર્ધના બે મહાવિદેહ છે દરેક મહાવિદેહનો વિસ્તાર આઠ લાખ યોજનનો છે. એક એક મહાવિદેહમાં ૩૨ વિજયો છે. પરંતુ ૧૬-૧૬ સીધી લાઈનમાં આવેલી છે માટે દરેક વિજયનો વિસ્તાર લાવવા માટે ૩૨ થી ભાગવા નહિ, પણ સોળથી ભાગવા. અહીં એક એક વિજયનો વિસ્તાર ઓગણીસ હજાર સાતસો અને ચોરાણુ યોજન પ્રમાણ છે, તે આ પ્રમાણે જાણવો—અહીં બે વન મુખ છે તે દરેકની પહોળાઈ ૧૧૬૮૮ યોજન હોવાથી ૨૩૩૭૬ યોજન વનમુખે રોક્યા છે, પાંચસો યોજનના વિસ્તા



આઠમા નંદીશ્વર દ્વીપમાં આવેલા ચાર અંજનગિરિ.

પૃ. ૩૨૭ ગા. ૨૫૮

ધાતકીખંડે વિષે અને ત્રીજા અર્ધદ્વીપને વિષે એટલે પુષ્કરાર્ધને વિષે જૂદા જૂદા એટલે દરેક દ્વીપમાં પાંચ સો ને બત્રીસ પર્વતો છે આ પ્રમાણે મનુષ્યક્ષેત્રમાં સર્વ મળીને પર્વતો તેર સો ને સત્તાવન થાય છે તેમાંથી પાંચ મેરૂ પર્વતને વર્જીને બાકીના તે સર્વ પર્વતો ઉંચાઇના ચોથે ભાગે પૃથ્વીમાં ઉંડા છે, તથા માનુષોત્તર પર્વત પણ એજ રીતે જાણવો ૧૨-૧૩-૨૫૩-૨૫૪

વિવેચન—પહેલા જંબુદ્વીપમાં ૨૬૯ પર્વતો છે તે આ પ્રમાણે—૧ મેરૂ ૬ કુલગિરિ ૪ ગજદંત ૧૬ વક્ષસ્કાર, ૪ ગોળ વૈતાઢ્ય, ૩૪ દીર્ઘ વૈતાઢ્ય ૪ યમકગિરિ ૨૦૦ કંચન ગિરિ એમ ૨૬૯ જાણવા લવણ સમુદ્રમાં વેલંધર દેવોના આઠ પર્વતો છે બીજા ધાતકીખંડમાં તથા પુષ્કરા ર્ધમાં પ૪ -૫૪૦ પર્વતો છે તે આ પ્રમાણે —

જંબુદ્વીપથી ધાતકીખંડમાં બમણા છે તેથી ૨૬૯ ને બમણા કરતાં (૨૬૯×૨=)૫૩૮ આવે. તથા બીજા બે ઇષુકાર પર્વતો હોવાથી તે ઉમેરીએ ત્યારે ૫૪ થાય તેટલાજ પુષ્કરાર્ધમાં પર્વતો છે, માટે બધાનો સરવાળો (૨૬૯+૮+ પ૪ +પ૪ =૧૩૫૭) તેરસો સત્તાવન થયો

આમાંથી પાંચ મેરૂ સિવાયના બધા પર્વતો જેટલા ઉંચા છે તેનાથી ચોથા ભાગ જેટલા જમીનમાં છે પાંચ મેરૂમાંનો જંબુદ્વીપ । મેરૂ લાખ યોજન ઉંચો છે તથા બાકીના ચાર મેરૂ ૮૫૦૦૦ યોજન ઉંચા છે. પરંતુ તેમાંથી એક હજાર યોજન જેટલા તે પાંચે જમીનમાં ઉંડા જાણવા. તથા માનુષોત્તર પર્વત પણ ઉંચાઇથી ચોથા ભાગે જમી-નમાં ઉંડો છે ૧૨-૧૩—૨૫૩-૨૫૪

પુષ્કરાર્ધદ્વીપમાં આવેલા પર્વતોનું વિવરણ

| પર્વતનું નામ | લંબાઈ યોજન | પહોળાઈ યોજન | ઉંચપણું યોજન | આકૃતિ. |
|---|---|---|---|---|
| મેરૂ ૧ | ૯૪૦૦ | ૯૪૦ | ૮૫ ૦ | ગોળ |
| ઈષુકાર ૨ | ૮૦૦૦૦૦ | ૧૦૦૦ | ૫૦૦ | લંબચોરસ |
| હિમવાન ૨ | ૮૦૦૦૦૦ | ૪૨૧૦-૧ | ૧ ૦ | ,, |
| મહાહિમવાન | ૮૦૦૦૦૦ | ૧૬૮૪૨-૨ | ૨૦૦ | ,, |
| નિષધ ૨ | ૮૦૦૦૦૦ | ૬૭૩૬૮-૮ | ૪૦૦ | ,, |
| શિખરી ૨ | ૮૦૦૦૦૦ | ૪૨૧૦-૧૦ | ૧૦૦ | ,, |
| રૂપી ૨ | ૮૦૦૦૦૦ | ૧૬૮૪૨-૨ | ૨૦૦ | ,, |
| નીલવંત ૨ | ૮૦૦૦૦૦ | ૬૮૩૬૮-૮ | ૪૦ | ,, |
| વૃત્તવૈતાઢ્ય ૮ | ૧૦૦ | ૧૦૦૦ | ૧ ૦ | |

વિવેચન :—૪૫ લાખ યોજન પ્રમાણ મનુષ્ય ક્ષેત્ર છે આ મનુષ્ય ક્ષેત્રમાં નદીઓ, દ્રહો, મેઘ, ગર્જના (વિજળી) બાદર અગ્નિકાય, તથા જિનાદિ એટલે તીર્થંકર, ચક્રવર્તિ, વાસુદેવ, બલદેવ, પ્રતિવાસુદેવ વગેરે ઉત્તમ પુરુષો, તથા મનુષ્યના જન્મ અને મરણ તેમજ કાલાદિક એટલે મુહૂર્ત, પહોર રાત, દિવસ તથા માસ-વર્ષનાં માપ વગેરે હોય છે પરંતુ આ વસ્તુઓ તે મનુષ્ય ક્ષેત્રની બહાર હોતી નથી. જો કે અઢી દ્વીપની બહાર મનુષ્યનું જવું આવવું થાય છે કારણ કે વિદ્યાધરો તથા ચારણ મુનિઓ નંદીશ્વર દ્વીપ સુધી જાય છે પરંતુ મનુષ્ય ક્ષેત્રની બહાર ગયેલા તેઓનું મરણ ત્યાં થતું નથી. વિદ્યાધરો ત્યાં સંયોગ કરે, પરંતુ ત્યાં ગર્ભ રહે નહિ કોઈ ગર્ભક પ્રસવવાળી સ્ત્રીનું હરણ કરીને અઢી દ્વીપની બહાર મૂકે તો પણ ત્યાં તે સ્ત્રીને પ્રસવ ન થાય અગર તો તે અપહરણ કરનાર દેવ તેને ઉપાડીને પાછી અઢી દ્વીપની અંદર મૂકે તેવી જ રીતે કોઈ પ્રાણવાળા માણસનું હરણ કરીને કોઈ મનુષ્ય ક્ષેત્રની બહાર મૂકે તો પણ ત્યાં મરણ ન થાય કારણ કે તે જ દેવના પરિણામ ફરી જવાથી પાછો અઢી દ્વીપમાં મૂકે ૧૫-૨૫૬

॥ ઇતિ લઘુક્ષેત્રસમાસવિવરણે પંચમઃ પુષ્કરવરાર્ધાધિકારઃ ॥

જિનભવનનો પ્રસ્તાવ હોવાથી નંદીશ્વર, કુંડલ અને રુચકદ્વીપમાં રહેલા જિનભવનો કહે છે—

તત્તો દુગુણપમાણા, ચઉદારા થુત્તવણ્ણિઅસરૂવા;
નંદીસરિ બાવન્ના ચઉ કુંડલિ રુઅગિ ચત્તારિ
૨-૨૫૮

| | |
|---|---|
| તત્તો–તે (ચૈત્યો)થી | નંદીસરિ–નંદીશ્વર દ્વીપમાં |
| દુગુણપમાણ–બમણા પ્રમાણવાળા | બાવન્ના–બાવન |
| થુત્ત–સ્તોત્રમાં | કુંડલિ–કુંડલ દ્વીપમાં |
| વણ્ણિઅસરૂવા–વર્ણવેલા સ્વરૂપવાળા. | રુઅગિ–રુચક દ્વીપમાં |

અર્થ :—તેનાથી બમણા પ્રમાણવાળા, ચાર દ્વારવાળા, સ્તોત્રમાં વર્ણવેલા સ્વરૂપવાળા બાવન જિનાલયો નંદીશ્વર દ્વીપમાં છે કુંડલ દ્વીપમાં ચાર તથા રુચક દ્વીપમાં ચાર જિનાલયો છે ૨-૨૫૮

વિવેચન :—નંદીશ્વર નામના આઠમા દ્વીપમાં બાવન જિનાલયો છે તે ઇષુકાર પર્વતપર રહેલા જિનભવનોથી બમણા પ્રમાણવાળા એટલે સો યોજન લાંબા, પચાસ યોજન પહોળા અને બોતેર યોજન ઉંચા તથા ચાર દ્વારવાળા છે પૂર્વાચાર્યોએ સ્તોત્રવડે તેમનું સ્વરૂપ વર્ણન કર્યું છે તથા કુંડલદ્વીપને વિષે કુંડલને આકારે મધ્યમાં રહેલો કુંડલ પર્વત છે, તેના ઉપર તેવા જ પ્રમાણવાળા ચાર જિનભવનો છે તથા રુચકદ્વીપને વિષે પણ તેવા જ ચાર જિનભવનો છે એ પ્રમાણે કુલ ૬૦ જિનભવનો ચાર દ્વારવાળા છે

હવે ઇષુકાર પર્વત ઉપર રહેલા જિનચૈત્યો કહે છે —

ચઉસુ વિ ઉસુઆરેસુ, ઇક્કિક્ક ણરણગમ્મિ ચત્તારિ,
કૂડોવરિ જિણભવણા, કુલગિરિજિણભવણપરિમાણા. ૧-૨૫૭

| | |
|---|---|
| ઉસુઆરેસુ ઇષુકાર પર્વતો ઉપર | કૂડોવરિ-કૂટો ઉપર |
| ઇક્કિક્ક-એક એક | કુલગિરિ-વર્ષધર પર્વત |
| ણરણગમ્મિ-માનુષોત્તર પર્વત ઉપર | પરિમાણા-પ્રમાણવાળા |

અર્થ —ચારે પણ ઇષુકાર પર્વતને વિષે એક એક જિન ભવન છે માનુષોત્તર પર્વત ઉપર ચાર કૂટ ઉપર જિન ભવનો છે તેમનું પ્રમાણ કુલગિરિના જિન ભવન સમાન છે ૧—૨૫૭

વિવેચન —ધાતકીખંડના બે ઇષુકાર પર્વત અને પુષ્કરાર્ધના બે ઇષુકાર પર્વત મળીને ચારે ઇષુકાર પર્વત ઉપર ચાર ચાર કૂટો છે તેમાંથી છેલ્લા છેલ્લા સિદ્ધકૂટ નામના કૂટ ઉપર એક એક જિનભવન છે ચાર ઇષુકારના કુલ ચાર જિન ભવન છે તથા માનુષોત્તર પર્વત ઉપર ચાર કૂટ છે તે દરેક કૂટ ઉપર જિન ભવન હોવાથી કુલ ચાર જિનભવનો છે તે સર્વ—આઠે જિનભવનો કુલગિરિપર રહેલા જિનભવનની જેટલા પરિમાણવાળા છે એટલે કે—પચાસ યોજન લાંબા પચીસ યોજન પહોળા અને છત્રીસ યોજન ઉંચા જિનચૈત્યો છે. ૧—૨૫૭

નંદીશ્વર દ્વીપના શાશ્વતા બાવન જિનાલયો સંબંધી વર્ણન.—નંદી એટલે સમૃદ્ધિ વડે ઇશ્વર એટલે દેદીપ્યમાન-દીપતો જે દ્વીપ તે નંદીશ્વર દ્વીપ. આ દ્વીપમાં પૂર્વાર્ધનો અધિપતિ કૈલાશ નામે દેવ છે અને પશ્ચિમાર્ધનો અધિપતિ હરિવાહન નામે દેવ છે આ આઠમો દ્વીપ ૧૬૩૮૪ ૦ ૦ યોજન લાંબો પહોળો છે આ દ્વીપમાં મધ્ય ભાગમાં ચાર દિશામાં શ્યામ વર્ણવાળા અંજનરત્નના ૪ અંજનગિરિ પર્વતો ૮૪ ૦ યોજન ઉંચા છે તેઓમાં ૧ યોજન જમીનમાં ઉંડા છે આ દરેક અંજનગિરિ ઉપર એક એક જિન ભવન છે એમ ચાર અંજનગિરિના ચાર જિનભવન જાણવા.

આ દરેક અંજનગિરિથી ચારે દિશામાં ચાર ચાર લાખ યોજન દૂર જઇએ ત્યારે લાખ યોજન લાંબી પહોળી ચાર ચાર વાવો હોવાથી કુલ ૧૬ વાવો છે આ વાવોના મધ્ય ભાગમાં સ્ફટિક રત્નનો ૬૪ ૦૦ યોજન ઉંચો ધાન્યના પાલાના આકારે એક એક દધિમુખ પર્વત હોવાથી ૧૬ દધિમુખ પર્વત છે આ દરેક દધિમુખ પર્વત ઉપર એક એક શાશ્વત ચૈત્ય હોવાથી ૧૬ શાશ્વત ચૈત્યો જાણવા.

ઉપર કહેલ અંજનગિરિને ફરતી ચાર વાવોના ચાર આંતરામાં બે બે રતિકર પર્વતો હોવાથી ચારે અંજનગિરિને ફરતા બધા મળીને ૩૨ રતિકર પર્વતો છે તે પદ્મરાગ મણિના છે આ ૩૨ રતિકર પર્વતો ઉપર પણ એક એક શાશ્વત ભવન હોવાથી ૩૨ શાશ્વત ચૈત્યો જાણવા. એ

લક્ષ્મીવતી ૫, શેષવતી ૬, ચિત્રગુપ્તા ૭ અને વસુંધરા ૮ આ આઠ દક્ષિણ રૂચકમાં વસનારી છે તથા ઈલાદેવી ૧, સુરાદેવી ૨, પૃથિવી ૩, પદ્માવતી ૪, એકનાસા ૫, અનવમિકા ૬ ભદ્રા ૭ અને અશોકા ૮ આ આઠ પશ્ચિમ રૂચકમાં વસનારી છે તથા અલંબુસા ૧, મિશ્રકેશી ૨, પુંડરીકા ૩ વારૂણી ૪ હાસા ૫ સર્વપ્રભા ૬, શ્રી ૭ અને હ્રી ૮ એ આઠ ઉત્તરરૂચકમાં વસનારી છે તથા ચિત્રા ૧, ચિત્રકનકા ૨, તેજા ૩ અને સુદામિની ૪ એ ચાર દિક્કુમારીઓ રૂચકપર્વતની વિદિશાના ચાર કૂટ પર વસનારી છે, તથા રૂપા ૧, રૂપાંસિકા ૨, સુરૂપા ૩ અને રૂપવતી ૪ એ ચાર મધ્યરૂચકમાં વસનારી છે આ સર્વ મળીને ચાલીસ દિક્કુમારીઓ તથા પહેલાં જંબૂદ્વીપના વર્ણનમાં કહેલી ઊર્ધ્વલોકવાસી અને અધોલોકવાસી આઠ આઠ મળીને કુલ છપ્પન દિક્કુમારીઓ છે તે તીર્થંકરના જન્મ વખતે આવીને તેમનું સૂતિકર્મ કરી જાય છે ૪—૨૧૦

હવે ગ્રંથકાર આ ક્ષેત્રસમાસ ગ્રંથનો ઉપસંહાર-સમાપ્તિ કરતાં કહે છે—

ઇઇ કઇવયદીવોદહિ-વિઆરલેસો મએ વિમઇણાવિ,
લિહિઓ જિણગણહરગુરુ-સુઅસુઅદેવીપસાએણ. ૫
—૨૬૧

ઇઇ—એ પ્રમાણે
કઇવય—કેટલાક
વિઆરલેસો—વિચારનો લેશ
મએ—મેં
વિમઇણાવિ—મતિ રહિત પણ
લિહિઓ—લખ્યો
સુઅ—શ્રુતજ્ઞાન
સુઅદેવી પસાએણ—શ્રુતદેવીના પ્રસાદથી

સૂરીહિં જં રયણસેહરનામેહિં,
અપ્પત્થમેવ રઇઅં સુરખિત્તવિઅખ ।
સસોહિઅ પયરણ સુઅણેહિં લોએ,
પાવેઉ ત કુસલરસમઈ પસિદ્ધિં ૭—૨૬૩

| | |
|---|---|
| સૂરીહિં—આચાર્ય વડે | સસોહિઅ—શોધ્યું |
| રયણસેહર—રત્નશેખર | પયરણ—પ્રકરણ |
| નામેહિં—નામવાળા | સુઅણેહિં—સજ્જનોએ |
| અપ્પત્થમેવ—પોતાને માટેજ | પાવેઉ—પામો |
| રઇઅં—રચ્યું | કુસલરસમઈ—કુશલ રસની બુદ્ધિવાળી |
| વિઅખ—આત્માનાજ | પસિદ્ધિ—પ્રસિદ્ધિને |

અર્થ—રત્નશેખર નામના આચાર્યે જે પોતાને માટેજ મનુષ્યક્ષેત્રની અપેક્ષાવાળું આ પ્રકરણ રચ્યું છે અને ઉત્તમ પુરુષોએ સમ્યક્ પ્રકારે શુદ્ધ કર્યું છે તે આ પ્રકરણ લોકોને વિષે કુશળ અને આનંદમય પ્રસિદ્ધિને પામો. ૭—૨૬૩

સાર્થાદિ શ્રી લઘુક્ષેત્ર સમાસ સમાપ્ત

---

અર્થ—આ ક્રમ પ્રમાણે કેટલાક દ્વીપ અને સમુદ્રનો કેવળમાત્ર વિચાર બુદ્ધિરહિત એવા પણ જે એટલે રત્નશેખરસૂરિએ તીર્થંકરના, ગૌતમસ્વામી સુધર્માસ્વામી વિગેરે ગણધરોના, જિનભદ્રગણિ, મલયગિરિ વજ્રસેન અને હેમતિલકસૂરિ વિગેરે પૂર્વજોના, ગુરુના અને ગુરુદેવીના એટલે સરસ્વતીના પ્રસાદે કરીને લખ્યો છે ૫-૨૧૧

બાકીના દ્વીપ સમુદ્રોનું સ્વરૂપ જાણવાનો ઉપાય જણાવે છે —

સેસાણ દીવાણ તહોદહીણ, વિઆરવિત્થારમણોરપાર,
સયા સુઆઓ પરિભાવયંતુ, સવ્વં પિ
સવ્વન્નુમઈક્કચિત્તા. ૬-૨૧૨

| | |
|---|---|
| સેસાણ—બાકીના | સુયાઓ—શ્રુતજ્ઞાનથી |
| દીવાણ—દ્વીપોના | પરિભાવયંતુ—વિચારો |
| તહોદહીણ—તથા સમુદ્રોના | સવ્વં પિ—સર્વ પણ |
| વિઆર વિત્થાર—વિચાર । વિસ્તારને | સવ્વન્નુમઈ—સર્વજ્ઞના મતમાં |
| અણોરપાર—પારાવાર, પાર વિનાના | એકચિત્તા—એક ચિત્તવાળા |

અર્થ—શેષ એટલે પૂર્વે જે જે કહ્યા તેથી બાકી રહેલા અસંખ્યાતા દ્વીપ તથા સમુદ્રના પાર ન પામવા જેવા વિચારના વિસ્તારને સર્વદા શ્રુતજ્ઞાનથી સર્વજ્ઞના મતમાં એક ચિત્તવાળા ભવ્ય પ્રાણીઓ સંપૂર્ણપણે જાણો. એટલે કે સર્વજ્ઞના મતમાં એકચિત્ત હોવાથી અનુક્રમે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી હસ્તતલમાં રહેલા મોટા આમળાના ફળની જેમ જાણો અને અન્ય પાસે પ્રકાશ કરો. ૬-૨૧૨

હાલની માન્યતા મુજબ એશિયા, આફ્રિકા, યુરોપ, અમેરિકા તથા ઓસ્ટ્રેલીઆ એમ પાંચ ખંડ' પ્રમાણેજ આ પૃથ્વી છે

૨ શાસ્ત્રીય માન્યતા પ્રમાણે આ પૃથ્વીનો આકાર થાળી જેવો ગોળ છે

હાલની માન્યતા મુજબ પૃથ્વીનો આકાર દડા અગર નારંગી જેવો ગોળ છે આ પૃથ્વી સૂર્યથી છુટી પડી ગએલો એક ભાગ છે સૂર્ય ગરમ છે તેમ આ પૃથ્વી પણ પહેલાં ગરમ હતી પરંતુ જેમ ગરમ પાણી ઉપર રાખ જામવાથી તે બહારથી ગરમ જણાય નહિ તેમ આ પૃથ્વી ઉપરથી ઠંડી પડેલી છે, પરંતુ અંદર ગરમ છે

૩ શાસ્ત્રીય માન્યતા પ્રમાણે પૃથ્વી સ્થિર છે એટલે તે ફરતી નથી

હાલની માન્યતા પ્રમાણે પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે તેમજ પોતાની ધરી ઉપર ફરે છે ધરી ઉપર ફરવાથી રાત દિવસ થાય છે અને સૂર્યની આસપાસ એક આંટો ફરી રહે ત્યારે એક વર્ષ થાય છે

૪ શાસ્ત્રીય માન્યતા પ્રમાણે ચંદ્ર તથા સૂર્ય બંને ફરે છે

હાલની માન્યતા પ્રમાણે સૂર્ય સ્થિર છે અને ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે

૫ શાસ્ત્રીય માન્યતા પ્રમાણે આ પૃથ્વી અસંખ્યાતા જોજન પ્રમાણ વિસ્તારવાળી હોવાથી ઘણી મોટી છે, અને સૂર્ય તથા ચંદ્ર નાના છે

એશિયા વગેરે દેશો આવેલા છે તો પૃથ્વીના પડ ઉપર રહેલ નદીઓ, સમુદ્રો મનુષ્યો કોને આધારે રહેલા છે ? તેના જવાબમાં તેનું કારણ ગુરુત્વાકર્ષણ કહેવામાં આવે છે પરંતુ આ ગુરુત્વાકર્ષણનો નિયમ પણ બરોબર વિચારતાં યોગ્ય લાગતો નથી માટે પૃથ્વી થાળી જેવી ગોળ માનવી યોગ્ય છે કારણકે આ પૃથ્વીના ઉત્તર ધ્રુવ તથા દક્ષિણ ધ્રુવ પાસેના ભાગોની શોધ હજી બાકી છે અને તેથી તેનો નારંગી જેવો ગોળ આકાર છે તેમ માની શકાય નહિ વળી સ્ટીમર તથા રેલવેના પાટા વગેરે દૃષ્ટાંત તરીકે આપવામાં આવે છે પરંતુ તે હેતુઓ પણ વિચાર કરતાં યોગ્ય જણાતા નથી હાલના આ ધોરણે જ કવાળી પૃથ્વી માપે દક્ષિણ ભરતાર્ધમાં સમાવેશ પામે છે

૩ પૃથ્વી પોતાની ધરી ઉપર ફરતી ફરતી સૂર્યની આસપાસ ફરે છે એવી હાલની માન્યતા પણ વિચારણીય છે કારણકે આ બાબતમાં રેલવે ગાડીમાં મુસાફરી કરનારને એમ ઝાડ વગેરે સ્થિર વસ્તુ અસ્થિર લાગે છે અને ગાડી ચાલતી છે તે છતાં સ્થિર લાગે છે એ દૃષ્ટાંત આપવામાં આવે છે, પરંતુ આ વાત પણ વિચાર કરવા યોગ્ય લાગતી નથી કારણકે ગાડીમાં મુસાફરી કરનાર ગાડી સ્થિર છે એમ માનતો નથી વળી આ પૃથ્વીની એક મિનિટમાં હજાર માઈલની ગતિ કહી છે તે હિસાબે તો આપણે પૃથ્વી ઉપર ઉભા રહીને એક ઢેલો આકાશમાં અધર ઉછાળીએ, તે જમીન ઉપર નીચે પડે તેટલામાં તો પૃથ્વી ત્યાંથી

એશિઆ વગેરે દેશો આવેલા છે તો પૃથ્વીના પડ ઉપર રહેલ નદીઓ, સમુદ્રો મનુષ્યો કેને આધારે રહેલા છે? તેના જવાબમાં તેનું કારણ ગુરૂત્વાકર્ષણ કહેવામાં આવે છે પરંતુ આ ગુરૂત્વાકર્ષણનો નિયમ પણ બરોબર વિચારવા યોગ્ય લાગતો નથી. માટે પૃથ્વી બાજી જેવી ગોળ માનવી યોગ્ય છે કારણકે આ પૃથ્વીના ઉત્તર ધ્રુવ તથા દક્ષિણ ધ્રુવ પાસેના ભાગોની શોધ હજી બાકી છે અને તેથી તેનો નારંગી જેવો ગોળ આકાર છે તેમ માની શકાય નહિ અહીં સ્ટીમર તથા રેલવેના પાટા વગેરે દૃષ્ટાંત તરીકે આપવામાં આવે છે પરંતુ તે હેતુઓ પણ વિચાર કરતાં યોગ્ય જણાતા નથી હાલના આ પાંચે ખંડવાળી પૃથ્વી પ્રાયે દક્ષિણ ભરતાર્ધમાં સમાવેશ પામે છે

પૃથ્વી પોતાની ધરી ઉપર ફરતી ફરતી સૂર્યની આસપાસ ફરે છે એવી હાલની માન્યતા પણ વિચારણીય છે કારણકે આ બાબતમાં પહેલે ગાડીમાં મુસાફરી કરનારને જેમ ઝાડ વગેરે સ્થિર વસ્તુ અસ્થિર લાગે છે, અને ગાડી ચાલતી છે તે જાણે સ્થિર લાગે છે એ દૃષ્ટાંત આપવામાં આવે છે, પરંતુ આ વાત પણ વિચાર કરતાં યોગ્ય લાગતી નથી કારણકે ગાડીમાં મુસાફરી કરનાર ગાડી સ્થિર છે એમ માનતો નથી વળી આ પૃથ્વીની એક મિનિટમાં હજાર માઈલની ગતિ કહી છે તે હિસાબે તો આપણે પૃથ્વી ઉપર ઉભા રહીને એક ઢેફો આકાશમાં અધર ઉછાળીએ, તે જમીન ઉપર નીચે પડે તેટલામાં [illegible] ત્યાંથી

